અલ્લાહ ફરમાવે છે

સોદો ખરીદવો વેચવો હલાલ છે અને વ્યાજ
(લેવુ, દેવું) હરામ છે.

# સફાઈ મોઆમેલાત.

અથવા

# ચોકખો કારભાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર—મોહંમદ સઈદ બીન હાફેઝ સાજે
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—નગીનાલેન મુ૦ રાંદેર જી. સુરત.
સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસ:
રતિલાલ દુર્લભદાસે છાપ્યું.

રમજાન ૧૩૩૩ હીજરી. જુલાઇ ૧૯૧૫ ઇસ્વી.
આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦.

**મી૦ હાજી કાસમ મોહંમદ ડુના ધર્માદા ફંડ તરફથી ભેટ.**

**શરૂથી છેવટ સુધી આ કિતાબને વાંચવી એજ એની કીંમત છે.**
પોષ્ટ ખર્ચ મોકલવાથી મફત મોકલવામાં આવશે.

# જાહેર ખબર.

—>>><<<—

નીચે લખેલી કિતાબો સામટી મંગાવવાથી પોસ્ટેજ અડી આના લાગશે, પણ
ક મંગાવવાથી દરેકનો અડધો આનો લાગશે.

સર્ફ મીરાસ એટલે મુસલમાની હિસ્સા વારસાની.

મજમુએ ચહેલ હદિસ એટલે નસીહતની ૨૪૦ હદિસ.

ઇમાનની કસોટી [ હિદુ. ]

અહકામે ઓકુકીલ વાલેદેન. એટલે માબાપની ના ફરમાનીના હુકમ.

તાલીમુઝ ઝકાત. એટલે ઝકાત આપવાના હુકમ.

હિદાયતનો ચશમો. એટલે દરેક જાતના વાજાં રાગ વગેરેના હુકમ.

હોકુકોલ ઇસલામ. એટલે દરેક માણસોના હકોનો હુકમ.

નિકાહની મજુરીનો ખુલાસો. એટલે કેવી રીતે મજુરી દેવી જોઇએ.

ઇમામતનો ફતવો. એટલે કેવા ઇમામ પાછળ નમાઝ નુકસાન ભરી છે.

ામાં આપવાની ખરાબીઓનો બચાવ.

જ્હારની ખુશાલી. તથા રૂશવતના પડદાનું ખોલવું.

## મોહંમદ સઈદ બીન હાફેઝ સાજેદ

અથવા

## હાજી કાસમ મોહંમદ ડુ.

નગીના લેન મુ. રાંદેર જીલ્લે સુરત.

# પ્રસ્તાવના.

## કૃપાળુ અને દયાળુ ખુદાના નામથી શરૂ કરૂં છું.

ખુદાની જેટલી કંઇ સ્તુતી કરૂં તે તેની બુજરગી, અને તેની કૃપા, અને તેની દયા, તથા તેના એહસાનના પ્રમાણમાં કંઇજ નથી. પણ મારા જીવની સરકસી છુટ અને દુનીઆની ગફલતીની આગળ જે થાય તેની નીઅમત છે. અને એજ આધાર ઉપર કબુલીયતની આશા રાખું છું તું તારા હબીબ મોહંમદ ( સલ ) સાહેબ ઉપર તથા તેમના સર્વે તાબેદારો પર દરૂદ અને સલામ મોકલ્યા કર જ્યા સુધી કે તારો માર્ગ ચાલ્યા કરે અને તારી સ્તુતિ થયા કરે.

એ પછી મહંમદ સઇદ બીન હાફેઝ સાજેદ અરજ કરે છે કે ખુદા પાકના કર્મો ફજલથી મારા દીલમાં આવ્યું કે " મોઆમેલાત ( કારભાર ) ની કોઇ નાની કિતાબનો ગુજરાતીમાં તરજુમો કરૂ કેમકે તે દીનની શાખાઓમાંથી આ એક મોટી શાખ છે તેનો મોટો ફાયદો એ છે હલાલ ખોરાકનું બતલાવવું છે. અને હલાલ ખોરાકની બરકત, અને હરામ ખોરાકની બુરાઇ જાણવી મુનાસબ છે. હદીસ શરીફમાં આવ્યું છે કે હલાલ ધંધો નમાજ રોજાના ફરજ પછી પણ ફરજ છે. અને હલાલ ધંધાથી માણસની દુઆ જલદી કબુલ થાય છે. અને એક કોળીઓ હરામનો પણ મોઢામાં જાય છે. તેના વબાલથી ચાલીશ દીવશ સુધી દુઆ કબુલ થતી નથી અને જો દશ દીરહમ ( ચાર આની જેટલો ) ના પોષાકમાં એક દીરહમ જેટલો પણ હરામ માલ હોય તો જ્યાં સુધી તે પોષાક બદન પર રહે છે, ત્યાં સુધી નમાઝ કબુલ થતી નથી. અને હરામ માલથી ... કબુલ થતો નથી. જેથી ખર્ચ કરવામાં બરકત નથી. અને જો ગુજરી ગયા પછી મુકે ... તે તેને જહંનમ [ નર્ક ] માં લઇ જવા માટે રસ્તો બતાવનાર થાય છે. અને જે બદન હરામ માલ ઉછર્યો હોય તે જન્નત [સ્વર્ગ] માં જશે નહિ. બલકે તે જહન્નમના લાયક છે. આ વખત બધાથી સુસ્તી અને બે પરવાઇ આ કારભારમાં થઇ રહી છે. એટલાજ માટે જરૂરત જાણી મૌલાના મોલવી મોહંમદ અસરફ અલી સાહેબનો સફાઈ મોઆમીલાત નામનો ઉર્દુમાં રીસાલો તેનો તરજુમો ગુજરાતી ચાલુ જબાનમાં કર્યો છે અને તેનું તેજ નામ રહેવા દીધું છે.

રૂપીઆ પૈસાનો એટલો બધો લોભ કરશો નહિ કે હરામ હલાલનો પણ ખ્યાલ રહે નહિ અને ખુદા પાકે જે હલાલનો પૈસો આપ્યો હોય તો તેને ઉડાવે નહિ હાથ ખેંચીને ખર્ચ કરે જ્યાં ઘણીજ જરૂર હોય ત્યાંજ હાથ લંબાવે.

રસુલુલ્લાહ ( સલ ) મેં ફરમાવ્યું છે કે દુનીઆનો લોભ ન કરવાથી દીલને પણ ચેન રહે છે અને બદનને પણ આરામ રહે છે. બીજી હદીસમાં છે કે જો ધણી એક બકરીઓમાં બે ભુખી વરૂ છોડી મુકવામાં આવે કે જે ઘણું ચીરી ફાડી ખાય પણ તેમનાથીએ એટલી નુકશાની પહોંચતી નથી કે જેટલી માણસના દીનને પૈસાના લોભથી તેમ નામનાની ઇચ્છાને લીધે નુકશાની થાય છે.

કોઇ દુખનો માર્યો પોતાની અમુક વસ્તુને લાચારીએ વેચતો હોય તો તેને ગરજવાળો સમજી દબાવવો જોઇએ નહિ અને તે ચીજની કીંમતને ઘટાડવી નહિ પછી જોઇએ તો વાજબી દામથી ખરીદ કરે અથવા તેની મદદ કરે,

તમારો દેવાદાર જો ગરીબ હોય તો તેને હેરાન કરો નહિ પણ તેને મુદત આપો અ થોડું કે બધું માફ કરીદો.

રસુલુલ્લાહ (સલ) મેં ફરમાવ્યું છે કે જ્યાં સુધી કરજની મુદત થઇ નહિ ત્યાં સુધી જો કોઇ
ને તક આપે તો તેને દરરોજ એવો સવાબ મળશે કે જાણે તેટલા રૂપીઆ ખેરાત કીધા
અને જ્યારે તેની મુદત થાય તે પછી તક આપે તો દરરોજ એવો સવાબ મળશે કે જાણે તેટલા
રૂપીઆથી બમણા રોજના ખેરાત કીધા હોય.

જો તમારી ઉપર કોઇનું કંઇ ખરૂ માગતું હોય અને તમારી પાસે દેવાનું હોય છતાં તે
વેળા તેને પાછો કહાડવો ભારે જુલમ જેવું છે.

રસુલુલ્લાહ (સલ) મેં ફરમાવ્યું શકતી હોવા છતાં કોઇને વાયદો કે ઢીલ કરવું ગુનેહ છે.
જેમકે કેટલાકની ટેવ છે કે કરજવાળાને કે જે મજુરી ઇચ્છતી હોય તેને જાણી જોઇને વાયદા કરી
ધક્કા આપે છે. તેમ કરજ આપવામાં બે પરવાઇ કરે છે.

જ્યાંસુધી બની શકે ત્યાં સુધી કરજ કરવું નહિ અને જો લાચારીએ કરવું પડે તો તેને
આપવાનો જરૂર ખ્યાલ રાખવો બેપરવા થઇ જવું નહિ અને જો તમારો માંગનાર તમને કંઇ કહે
તો તેને પાછા સામો જવાબ આપવો નહિ અને નારાજ પણ થવું નહિ.

રસુલુલ્લાહ (સલ) મેં ફરમાવ્યું કે જો કોઇ માણસ મરી જાય અને તેને માથે કોઇના દીનાર
દિરહમ (પૈસા ટકા) રહી ગયા હોય તો તે દેવું મરનારની નેકીઓથી વસુલ થશે ત્યાં દીનાર દિરહમ હશેનહિ.

રસુલુલ્લાહ (સલ) મેં ફરમાવ્યું કે કરજ બે જાતનું છે જે માણુસ મરી જાય અને તેની
નૈયત (ઇરાદા) જો દેવું આપવાનીજ હતી તો અલ્લાહ ફરમાવે છે કે હું તેનો મદદગાર (બદલો
આપનાર) છું પણ જે મરનાર માણુસની નૈયત દેવું આપવાની નહતી તો તેની નેકીઓથી પતાવ-
ટમાં આવશે અને ત્યાં દીનાર દીરહમ કંઇ હશે નહિ.

હસવામાં કોઇની કંઇ વસ્તુ લઇ સંતાડવી કે જેથી માલેક તે માટે હેરાન થાય એવું કરવું ઘણું ખોટું છે.

મજુરીથી કામ લઇ તેની મજુરી આપવામાં ઢીલ કે કસુર કરવી નહી. રસુલુલ્લાહ (સલ)
મેં ફરમાવ્યું કે મજુરને તેનો પરસેવો સુકાતાં પહેલાં મજુરી આપતા રહો, અલ્લાહ ફરમાવે છે કે
ત્રણ જાતના માણસો પર હું પોતે દાવો કરીશ તેમાંનો એક આ માણસ પણ છે કે કોઇ મજુરને
કામે લગાડી પુરૂ કામ લઇ તેની મજુરી આપે નહિ.

દુકાળના વખતમાં કેટલાક લોકો પોતાના કે પારકાના બાળકને વેચી નાંખે છે. તેમને લોંડી કે
ગુલામ બનાવવા હરામ છે.

જો ખાવાનું રાંધવા માટે કોઇને આગ કે થોડું નીમક આપવામાં આવે તો એટલો સવાબ
[પુન્ય] છે કે બધું ખાવાનું તેને આપી દીધું છે.

જ્યાં પાણીની ઘણી છત છે ત્યાં પાણી પીવડાવવું એવો મોટો સવાબ છે કે જાણે ગુલામ
આઝાદ કર્યો અને જ્યાં પાણીની અછત છે ત્યાં એવો સવાબ છે કે જાણે કોઇ મરેલાને જીવતો કર્યો.

જો તમારે માથે કોઇનું લેણું કે દેવું કે અનામત હોય તે વિષે બે ચાર માણસ આગળ
વાત કરી કે લખી રાખો કદાચ મરણ નીપજે તો તમારી ઉપર કોઇનું બાકી રહે નહિ.

રસુલુલ્લાહ (સલ) મેં ફરમાવ્યું કે મેરાજની રાતના જન્નતના દરવાજા પર લખેલું જોયું કે
ખેરાતનો સવાબ દશ ઘણો અને કરજ આપવાનો સવાબ અઢાર ઘણો મળે છે.

રસુલુલ્લાહ ( સલ ) મેં ફરમાવ્યું જે ખુન અને માંસ હરામ માલથી વધ્યા હશે તે જન્નત-
માં જશે નહિ તેને લાયક જહન્નમ છે.

રસુલુલ્લાહ [ સલ ] મેં ફરમાવ્યું જે માણસ દશ દિરહમ [ લગભગ અઢી રૂપીઆ ] કપડું ખરીદે અને તેમાં જો એક દિરહમ [ લગભગ ચાર આની ] હરામનો માલ હશે તો સુધી તે લુગડું તેના દેહપર રહેશે ત્યાં સુધી અલ્લાહ તેની નમાઝ કબુલ કરશે નહિ.

રસુલુલ્લાહ ( સલ ) મેં ફરમાવ્યું જે માણસ અમારાથી ઠગાઇ કરશે તે અમારામાં નથી બહાર છે ભલે પછી કોઇ ચીજ વેચવામાં કે બીજા કોઇ પણ સંબંધમાં છેતરવાનું કરે દરેક રીતે ખોટું છે.

રસુલુલ્લાહ ( સલ ) મેં ફરમાવ્યું જે માણસ વેંત જેટલીએ કોઇની જમીન નાહક દબાવશે તેના ગળામાં સાતે જનમનો હાર નાંખવામાં આવશે.

હજરત ( સલ ) મેં ફરમાવ્યું કે તમે હમેશાં સાચું બોલ્યા કરો કેમકે સાચું બોલવું નેકી-નો માર્ગ દેખાડે છે. અને સાચ તથા નેકી બેઉ જન્નતમાં લઇ જનાર છે. અને જુઠું બોલવાથી બીતા રહો. કેમકે જુઠું બોલવું બુરાઇનો રસ્તો બતાવે છે. અને જુઠ તથા બદી જહન્નમમાં લઇ જાય છે.

હજરત ( સલ ) મેં ફરમાવ્યું કે જેનામાં અનામતદારી નથી તેમાં ઇમાન નથી અને જેણે કરારનો ખ્યાલ કીધો નથી તેમાં દીન નથી.

મુરીદ [ ચેલો ] બનવાનો લોકોને શોખ છે. અને ખાસ કરી ગુજરાતમાં વધુ જોવામાં આવે છે. પણ પીરમાં શું ગુણ હોવા જોઇએ તેનો શરીઅત ઉપર કેવો આધાર છે. તેથી અજાણ હોવાથી નાલાયક પીરો પાસે તેઓ સપડાય છે. અને તે પીરો પણ મુરીદોને પોતાની જાગીર સમજે છે. એજ માટે જ્યારે બાપ મરે છે તો પીરના દીકરા મુરીદોની વહેંચણી કરે છે. અફસોસ સલ-માનોની જહાલતનો એવો વખત આવ્યો છે.

દીનની પઢાઇ બાળકોને બાળકપણાથી આપવી જોઇએ. તેનો સરસ માર્ગ આ દેશમાં આ છે કે ગુજરાતી મુસલમાનોની નિશાળોમાં સરકારી સાત ચોપડી ન ભણાવતાં ઇસ્લામી ગુજરાતી પુસ્તકો પઢાવાય જેમ કે અન્જુમન હીમાયતે ઇસ્લામ લાહોરે પોતાના પુસ્તકો ઉર્દુમાં કાઢયા છે. અને તે લાખો છપાય છે. તેમ મુસલમાનો તેને વાપરી રહ્યા છે તેવાં પુસ્તકો ગુજરાતીમાં ગુજરાત દેશમાં પઢાવવાની જરૂર છે. કે જેથી બાળકો ગુજરાતી વાંચતા ભણતા શીખે અને દીનનું જ્ઞાન (સમજ) પણ આવતું જાય જે લોકો સરકારથી ગ્રાંટ મેળવે છે તે ઉપર સરકારી પુસ્તકો ભણવાની જરૂર છે. પણ જેઓ સરકારથી કશી મદદ લેતા નથી તેઓને સરકારી પુસ્તકો પઢાવવાની જરૂર નથી. પાદ-રીઓ પોતાની શાળાઓમાં મુસલમાન હિંદુઓને પોતાના ધર્મના પુસ્તકો ભણાવે છે. પણ અફસોસ કે મુસલમાનોને ધર્મના પુસ્તકો ભણાવતા નથી ખુદા હીદાયત આપે.

અલ્લાહ એક જગ્યા કહે છે કે ઓ પેગંબરો પાક ચીજો ખાઓ અને સારાં કામો કરો બીજી જગ્યા ફરમાવે છે કે ઓ ઇમાનવાળાઓ અમારી આપેલી ચીજોમાંથી હલાલ માલ ખાવ પાક ચી-જોથી મતલબ હલાલ માલ છે, અને હજરત ( સલ ) મેં કેટલીક હદીસો ફરમાવી છે.

( ૧ ) અલ્લાહ પાકે જેવું પોતાના રસુલો પર હલાલ ખાવાનું ફરમાવ્યું છે. એવુંજ મુસલમાનો માટે પણ છે.

[ ૨ ] ઇમાન પછી હલાલ માલની સોધ કરવી ફરજ છે. આથી જણાયું કે હલાલ માલની સોધ કરવી બધા મુસલમાનો પર ફરજ છે. એક સહાબીએ અરજ કરી કે ઓ અલ્લાહના રસુલ દુઆ ( પ્રાર્થના ) કરો કે જે હું માગું તે ખુદા કબુલ કરે ત્યારે આપે ફરમાવ્યું કે હલાલ ખોરાક ખાયા કરશે તો તારી દુઆ કબુલ થશે,

( ૩ ) જે માણસ હલાલ માલની સોધ કરે એટલા માટે કે કોઇથી સવાલ ન કરે અને ...ના મકાનની ખબર લેય તેમજ પોતાના પાડોશીપર મહેરબાની કરે તો તે કયામતના દીવસે ખુદાને સામે એવું મોંઢુ લઇ આવશે કે જેવો ચૌદમી રાતનો ચંદ્ર હશે.

[ ૪ ] જે કોઇ હલાલ કમાઇથી થાકી રાતના ઘરમાં આવે તો ગુનાહ મુક્ત થયેલો સુવે અને એવી હાલતમાં ઉઠશે કે ખુદા તેનાથી રાજી થશે.

[ ૫ ] ઇબાદત [ બંદગી ] ના દશ ભાગો છે. તેમાં નવ ભાગો હલાલ માલની સોધ કરવાના છે.

અલ્લાહ ફરમાવે છે કે એ ઇમાનદારો ન ખાઓ તમે એક બીજાનો માલ નાજાએજ રીતથી આ આયતથી જે જે રીતે સરીયતમાં દુરસ્ત નથી તે બધાથી માલ ખાવાનું હરામપણું સાબત છે જેમકે ચોરી, લુંટ, જુગાર, રૂશવત, ખ્યાનત, વ્યાજ, ફાસેદ વેચાણ, બાતેલ વેચાણ, વગેરે બધું હરામ છે.

હજરત (સલ) મેં વ્યાજ લેનાર અને આપનાર પર લાનત ફરમાવી છે.

હજરત (સલ) મેં લાનત કરી છે વ્યાજ લેનાર, દેનાર, લખનાર, સાક્ષી આપનાર પર અને ફરમાવ્યું છે કે તેઓ સરખા છે. એટલે મુળ ગુનાહમાં આથી ખુલ્લું જણાવ્યું છે કે હરામ છે,

હજરત (સલ) મેં ફરમાવ્યું છે કે માણસો ઉપર એક વખત એવો આવશે કે કોઈ બાકી રહેશે નહિ પણ વ્યાજના ખાનારા રહેશે પછી વ્યાજ ન ખાશે તો તેનો ગુબાર તેને પહોંચશે અને બીજી રીતમાં ગુબાર (ધુમાડો) તેને પહોંચશે એટલે તેનુ અસર પહોંચશે જેમકે વકીલ કે ગવાહ થશે અથવા લખનાર કે વ્યાજના મામલામાં પડશે. અથવા વ્યાજખોરોથી કામ કાજ કરશે કે એનો માલ તેના માલની સાથે મળશે.

હજરત (સલ( મેં ફરમાવ્યુ કે વ્યાજના ગુનાહના સીત્તેર કકડા છે તેમાં બધાથી હલકો કકડો આ છે કે માણસ પોતાનીમાંથી જીના કરે.

હજરત (સલ) મેં ફરમાવ્યું કે હરામ માલનું ખાવુ ખેરાત કરવું અને તેને મુકી જવું એ બધું જહન્નમનું ભાથું છે. એટલે નર્કમાં જાય છે.

હજરત (સલ) મેં ફરમાવ્યું કે માણસ પરદેશ વેંદ છે અને પરેશાન મોઢા પર ધુળ લાગેલી હાલતમાં આકાશ તરફ હાથ ઉઠાવી દુઆ માગે છે કે એ અલ્લાહ તું એમ કર તેમ કર અને ખાવું પીવું તેમ પોશાક એ બધું હરામનું હોય છે તો કેવી રીતે તેની દુઆ કબુલ થાય.

હજરત (સલ) મેં ફરમાવ્યું કે જે કોઇ આ વાતથી ન ડરે કે માલ કયાંથી મેળવું છું તો ખુદા આ વાતથી પરવા ન કરશે કે તેને કયે રસ્તેથી જહન્નમમાં નાખશે. અને એક કોળીઓ હરામનો પણ મોઢામાં જાય છે તેના વબાલથી ચાળીશ દીવસ સુધી દુઆ કબુલ થતી નથી.

ખુદા ફરમાવે છે કે જેઓ વ્યાજ ખાય છે તેઓ આ રીત સિવાય (બીજી રીતે કબરમાંથી) ઉભા થશે નહિ કે જેરીતે કોઇ માણસ સેતાનના સ્પર્શ (અડકવા,થી ઘેલો બની ઉભો થાય છે (એટલે કયામતના દિવસે વ્યાજ લેનાર માણસો ગાંડા માણસની જેમ ઉઠશે અને તે ચિન્હથી તેઓ ઓળખાશે.) તેનું કારણ એ છે કે તેઓએ કહયું છે કે વેપાર માત્ર વ્યાજ સરખોજ છે પણ ખુદાએ વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યું છે. પણ જેની પાસે પોતાના રબ [પ્રભુ] તરફથી આ બોધ આવ્યો પછી તે (વ્યાજ ખાવાથી) અટકયો તો તેને માટે આગલા પાપની માફી . એને તેનું કામ ખુદાના હાથમાં છે. અને જે પાછા વ્યાજ લે છે. તેઓ અગ્નિના રહેવાશી છે ૧ તેમાં રહેનાર છે. ખુદા વ્યાજના પૈસાને નુકશાન પહોંચાડે છે. અને દાન કરવાથી વધારો કરે

છે. અને ખુદા અનુપકારીને ચહાતો નથી. ઓ મુમીનો ખુદાનો ડર રાખો અને વ્યાજનો બાકી રહે લાગ તજી દો જોતમો (ખરા) મુમીન હોય તો પછી જો તમે તેમ કરો નહિ તો ખુદા અને તેના રસુલ સામે લડવાને એક બીજાને ખબર આપી તૈયાર થાવ.

હજરત (સલ) મેં ફરમાવ્યું કે મેરાજની રાત્રે હું ગયો એક ટોલા પર કે તેઓના પેટ ઘરોના જેવાં મેટાં હતાં તેમાં સાપ હતા તેઓના પેટોથી બહાર જણાતા હતા પછી મેં પુછ્યું જીબ્રાઇલ (અલ) ને કે આ લોકો કોણ છે તેણે કહ્યું આ વ્યાજ ખાનારાઓ છે.

વ્યાજ દીનમાં તે વધારાને કહે છે કે અવેજથી ખાલી હોય અને બંધારણમાં વધારાની સરત કરાય વ્યાજ વેચાણ તથા કરજમાં હરામ છે. અને ઘણુ પાપ છે તેમજ તેના હરામપણાનો નકાર કરનાર કાફર છે.

અલ્લાહ ફરમાવે છે ઓ મુમીનો વ્યાજ ન ખાવ જે કે (છેવટમાં એ ચાર ઘણું થાય છે. હજરત (સલ) મેં ફરમાવ્યું છે કે સાત વસ્તુ હલાક કરનારી ઓથી બચો તેમાંથી આપે વ્યાજના ખાવાને પણ ગણ્યું છે.

હજરત (સલ) મેં ફરમાવ્યું કે હમે મેરાજની રાતના ચાલ્યા, એટલે સુધી કે એક લોહીની ખાડી પર પહોંચ્યા કે જેમાં એક માણ ઉભો છે. અને તે ખાડીને કિનારે બીજો માણસ છે, જેના આગળ પથ્થર મુકેલા હતા. જે માણસકે ખાડીમાં હતો તે આવી બહાર નીકળવા લાગ્યો, ત્યારે બીજાએ તેના મોં પર એક પથ્થર માર્યો, જેથી તે જ્યાં હતો ત્યાંજ પાછો ગયો. એવીજ તે જ્યારે તે નીકળવા માંગે ત્યારે તેના મોં પર પથ્થર મારે. જેથી તે પોતાની જગ્યાએ પાછો જાય ત્યારે મેં જીબ્રાઇલને પુછ્યું એ કોણ છે. તો તેઓએ કહ્યું એ વ્યાજ ખાનાર છે.

આજકાલ કેટલાક લોકો હિંદુસ્તાનને દારુલ હરબ સમજી બેંક કે પોષ્ટ ઓફીસ કે કોઇ કારખાનાકે કોઇ કંપનીમાં પૈસા મુકી વ્યાજ લેવું દુરસ્ત સમજે છે. અને કેટલાક લોકો હિંદુઓથી તેમજ મુસલમાનોથી પણ લેવું દેવું બેઉ દુરસ્ત સમજે છે. એ તદન હરામ છે. કેમકે હિંદુસ્તાન ખરા મત પ્રમાણે દારુલ ઇસ્લામ છે. અને જો હિંદુસ્તાન દારુલ હરબ પણ માની લેવાય તો પણ વ્યાજ મુસલમાનોથી તેમજ હિંદુઓથી લેવું દેવું દુરસ્ત નથી. એવીજ રીતે બરમા, મોરીસીઅસ, આફ્રીકા વગેરે દેશોમાં પણ વ્યાજ લેવું દેવું દુરસ્ત નથી હરામ છે એ વિષે જો કોઇને ખાતરી કરવી હોય તો મોલવી મોહંમદ અશરફઅલી સાહેબની રચેલી તખઝીરુલ એખવાન અનીર્રીબા ફીલ હિંદુસ્તાન અથવા મોલવી અબ્દુલ હૈ ફરૂલતીની રચેલી નસી મુસ્સ સબારી બ્યાને હુર્મતી રીબા ઉર્દુમાં છે તેમાં જોઇ લે અહી લંબાણના કારણથી ખુલાસાવાર લખ્યું નથી.

વિદ્વાનોએ લખ્યું છે કે વ્યાજ ઝીનાથી વધું સખત એટલા માટે છે કે વ્યાજ ખાનારના હકમાં ફરમાવે છે કે ખુદા અને રસુલથી લડાઇ કરવાને તૈયાર થાઓ પછી જો માણસથી ખુદા અને રસુલ લડાઇ કરે અથવા જો માણસ ખુદા તથા રસુલથી લડાઈ કરે તો તેનું કઇ ઠેકાણું નથી અને તેનુ બીજુ કારણ આ છે કે વ્યાજનું ઓળખવું ઘણું કઠણ છે જેથી જાહેલ લોકો તેને હલાલ સમજી મોટા ગુનાહમાં સપડાઇ કુફર સુધી પહોંચે છે અને ઝીનાનો હુકમ તો પ્રખ્યાત છે દરેક મજહબ વાલા જાણે છે.

આ ઉપરના લખાણથી તમે સારી રીતે સમજ્યા હશો કે જે લોકો વ્યાજનો ધંધો કરે છે અને બીજાઓને પણ એ વિષે ઉત્તેજન આપે છે તેઓ ઘણુંજ બે રહમીની સાથે માણસોનું લોહી મચ્છરોની પેઠે પીએ છે અને તેઓ લોકોના હકનો ઘણો બોજો પોતાના બરડા પર ઉઠાવે છે. હું નથી સમજી સકતો કે ઇસ્લામી વ્યાજ ખોરોમાં અને જુગારીઓમાં અને ચોરોમાં અને લુટારાઓમાં કોઇ જાતનો ફરક છે એ મારા અલ્લાહ તારા હબીબના સદકાથી સર્વ મુમીનોને વ્યાજના ગુનાહથી બચાવ. આમીન.

દીનમાં વાયજ ( કથા ) કહેવું તે માણસને છે કે જે સર્ફનહો, તફસીર, હદીસ, ફીકાહ, ઉસુલ, મઆની, બલાગત, વગેરે ઇલમનો જાણકાર આલીમ, બાઅમલ, પરહેજગાર, સનંદ [સર્ટીફીકેટ] વાળો હોય તેમ મજુરી મુકરર કરી લેતો ન હોય તેવા આલીમનું હક છે. અને જે આજ કાલ કેટલાક કમ ઇલમ સરીયત વિરૂદ્ધ ચાલનારા નામના મોલવી માત્ર ઉર્દુ ઉપરજ આધાર રાખી મજુરી પ્રથમ ઠેરવી વાયજ કહે છે એ તેમનું વાયજ કહેવાનું હક નથી એવા માણસોની વાયજ કહેવાથી કોઇને સવાબ મળતો નથી. મીસકાત. મજાલેસુલ અબગર.

બંદગીના કામોમાં મજુરી દેવી લેવી દુરૂસ્ત નથી હરામ છે પણ માત્ર ઇમામત અજાન કુરઆન તેમ બીજો દીની ઇલમ શીખવવા માટે જરૂર જોગીજ મજુરી દેવી લેવી આ વખતમાં ઘણાખરા મશાએખોએ દુરસ્ત રાખી છે પણ જો એ મજુરી જેમકે આજ કાલના ઇમામ વગેરે તરેહ તરેહના જુદા ઢોંગ કરી જમા તેમ આમદ કરવા માટે જરૂરતથી વધારે લેયછે એ દુરસ્ત નથી હરામ છે. અને એ સિવાય જેમકે કુરઆનનો ખતમ દોહર પઢવો. તહલીલ પઢવી, કબર પર હાફેઝો પઢવા જનાજાની તથા તરાવીહ વીગેરે નફીલ નમાઝો પડવાની, સાક્ષી પુરવાની, ફતવાપર સહી કરવાની વાયેજ કહેવાની, હાલના રિવાજ મુજબ નિકાહ પઢવાની જેમકે કેટલાક પૈસા પોતે નિકાહ પઢાવનાર લે અને કેટલાક કાજીને દે વગેરે બંદગીઓની મજુરી લેવી દેવી દુરસ્ત નથી હરામ છે.

આજ કાલ કોઈ મરી જાય છે અને તેની વસીયત વગર અમુક થોડા ઘઉં કહાડી તેનાપર કુરઆન શરીફ મુકી આવી શરતથી કે કુરઆન બે કીમત દાણા બે સુમારને આ મૈયતના રોજા નમાજના ફીતરામાં બાંગીઓ વગેરે પાસે કબુલ કરાવી જે વહેંચી લેય છે એ દુરસ્ત નથી હરામ છે.

કેટલાક જકાત આપતી વેળા જકાતના પૈસાને થોડાક અનાજમાં છુપી રીતે મુકી કોઇ હકદારને તે અનાજ આપે છે. અને પછી તે અનાજને દામ કરી પાછો તે જકાત આપનાર ખરીદ કરી લેય એ હીલાથી જકાત અદા થતી નથી એવીજ રીતે જકાતના વાડા ભરનાર જકાતના પૈસામાં ખેરાતના પૈસા મેળવી વાડો ભરે છે. જેથી વાડામાં મુંસરેકો વગેરે આવે છે. તેને આપવા માટે આ હીલો કરે છે એ પણ ઠીક નથી જેવી જોઇએ તેવી જકાત અદા થશે નહિ કારણ કે જકાતના પૈસા જકાતનાજ હકદારને અને ખેરાતના પૈસા ખેરાતનાજ હકદારને મળતા નથી.

કેટલાક લોકો જકાતના પૈસા લેતા નથી પણ સાધારણ લીલાહના પૈસાની પેઠે વકફના પૈસાને પણ સમજી વકફના પૈસા લેય છે. એ તેઓને લેવુ દેવું દુરસ્ત નથી કારણ કે જે હુકમ જકાતના માલનો છે તેજ વકફના માલનો પણ છે.

આજકાલ કેટલાક ધર્માદા ફંડના ટ્રસ્ટીઓ વકફ ફંડના કાયદા મુજબ કામ કરતા નથી તેઓ રીયત મુજબ અમાનતદાર નથી જેમકે પોતે પૈસા ખાતો નથી પરંતુ વકફ ફંડના પૈસાની જોઇએ

તેની વ્યવસ્થા ન કરવાથી પોતે પૈસા ખાતો હોય એવા પાપમાં પડે છે.

છેવટમાં હું વાંચનારાઓથી આશા રાખું છું કે આ કીતાબમાં મારાથી કંઇ ભુલ ચુક થએ હોય તો તેને સુધારે. ખુદાપાક તેના તેઓને સારો બદલો આપશે અને મારા તથા મારા માબાપના તેમ મારી ઓલાદના અને મુળ કર્તાના તેમ છપાવનારના હકમાં દુવાએ ખેર કરે અલ્લાહ પાક કબુલ કરનાર છે. આમીન.

## " સફાઈ મોઆમેલાત. "

### " ખોદાના નામથી જે મોટો મહેરબાન રહેમ કર્તા. "

સર્વ સ્તુતિ અલ્લાહ માટે છે કે જેણે મોકલ્યા અમારે માટે રસુલ જે નબી અન પઢોઆ છે. તે જો પાય છે, તેમને લખેલું પોતાની નજદીક તોરાતમાં અને ઇંજીલમાં હુકમ કરે છે, તેઓને બલાઇથી અને મના કરે છે, તેઓને બુરાઇથી અને હલાલ કરે છે, તેઓને માટે પાક ચીજો અને હરામ કરે છે, તેઓ પર નાપાક ચીજો અને ઉતારી રાખે છે, તેઓથી બોજો તેઓનો અને તોક [હાર] જે છે તેઓના ઉપર એ અલ્લાહ ગરદાન અમોને જે લોક ઇમાન લાવ્યા તેમની સાથે અને તાકાત આપી તેમને અને મદદ કરી તેમને અને તાબેદારી કરી તે નુરની કે ઉતાર્યું તેમના ઉપર [ કુર-આન ] આજ લોક તે છે. ફલાહ પામનારા રહેમત અલ્લાહ તાઆલાની અને સલામ તેની તેમનાપર અને તેમની આલ ઓલાદપર અને તેમના અસહાબપર જેઓએ સીધો મારગ બતાવ્યો હકની સાથે અને ઇનસાફ કર્યો હકની સાથે તે પછી ખુલ્લા નસ [કુર-આન અને હદીસ] થી સાબેત છે કે દીનની શાખામાંથી મોઆમેલાતની સફાઇ પણ એક શાખ છે પણ કેટલાક ભરોસા-થી આ ભારી શાખ છે. પણ આ વખતમાં બધાથી સુસ્તી અને બે પરવાઇ આ મામલામાં થઇ રહી છે. એટલાજ માટે જરૂરત જણાય છે કે જે સુરતોનો આ વખત ઘણો ખપ પડે છે. તેના હુકમ ટુકા અને સહેલાં લખાણથી એકઠા કરી દેવાય એટલે ઇલમ કારણ અમલનું થાય અને અલ્લાહથી તોફીક અને મદદ છે.

### " ખરીદવા વેચવાનું બ્યાન "

**મસલો:**—( કાયદો ) આજ કાલ સાધારણ રીવાજ છે કે ભાવ કરી ખરીદનાર દામ આપે છે, અને વેચનાર માલ આપે છે, પણ જબાનથી ઇજાબ ( જે પહેલો બોલે ) તથા કબુલ [ જે બીજો બોલે ] થતુ નથી આ રીતનું વેચાણ પણ દુરસ્ત છે.

**મસલો:**—જે શખ્સ કોઇ ઘર વેચે તો તેની દીવાલ તથા છાપરૂં વગેરે બધું વેચાણમાં દાખલ થશે. જો તે ચીજોના નામ જુદા જુદા લેવાયા ન હોય તો પણ તે વેચાણમાં દાખલ થશે. એવીજ રીતે જે શખશે કોઇ જમીન વેચી તો તેમાં જેટલાં ઝાડ ઉભાં હોય તેનાં મોટાં હોય કે નાના હોય, ફળદાર હોય કે ફળ વિનાનાં હોય, બધા વેચાણમાં આવી જશે. જો ખુલ્લી રીતે તેનાં નામ લેવાયાં ન હોય તો પણ તે વેચાણમાં આવી જશે. પરતું જ્યારે ખુલ્લા બોલોથી કહેવાય કે ઘરની દીવાલ, કે છાપરૂં, કે જમીનનાં ઝાડોને હમે વેચતા નથી. તો આ રૂપ વેચાણમાં દાખલ થશે નહિ. માત્ર જમીનજ વેચાણમાં રહેશે.

**મસલો:**—જો એક ઝાડ વેચ્યું, જેમાં ફળ લાગેલ છે, ને વેચાણમાં ફળની વાત કરી હોય

ર તો તે ઝાડ વેચાણમાં દાખલ ખરીદનારનું થશે અને જો તેની વાત કરી ન હોય તો દસ્તુર પ્રમાણે વેચનારનુંજ રહેશે. એવીજ રીતે જે જમીનમાં ખેતી ઉભી છે, અને તે જમીન વેચીને વેચાણમાં ખુલ્લું ખેતીનું પણ નામ લેવાયું હોય, ત્યારે તો તે પણ વેચાણમાં આવી જશે, અને જો તેનું કંઇ બ્યાન થયું ન હોય તો તે વેચનારનીજ રહેશે. પણ આ રૂપમાં વેચનારથી કહેવાશે કે પોતાના ફળ તથા ખેતી કાપી લઇ જમીન ખાલી કરી આપ

**મસલો:**—જ્યાં સુધી ઝાડ ઉપર ફળ આવે નહિ ત્યાં સુધી તે ફળને વેચવું દુરસ્ત નથી. એટલે આ વેચાણ તદન બાતલ છે.

**મસલો:**—અને જ્યારે ફળ આવે ત્યારે તેનું વેચવું દુરસ્ત છે. પણ આ સરત કરવી કે હાલમાં ફળ ઉતારીશ નહિ. અથવા તેનો રિવાજ હોય જેમકે અમારા મુલકમાં છે, એવી રીતનું વેચાણ ફાસેદ થાય છે. પણ જ્યાં એ એક સરતો ન હોય ત્યાં ઝાડના પર ઝાડના માલિકના હુકમથી રાખવું દુરસ્ત છે. પણ વેચ્યા પછી તે ઝાડોપર બીજા પણ નીકળી આવે તો તે નવાં ફળ વેચનારનાં છે. અને પહેલાં ફળ ખરીદનારનાં છે. એટલા માટે આ સુરત પેણ વાંધાની છે. પછી યા તો એવા વખતમાં ખરીદ કરે કે તમામ ફળ આવી જાય. અથવા આ હીલો [ બ્હાનું ] કરે કે પુરાં ઝાડજ ખરીદ કરે, જેથી નવાં ફળ પણ તેજ ખરીદનારનાં થાય. અને ફસલ જતા . પછી અસલ ઝાડ માલેકને પાછાં આપે. અને તેના બદલામાં જે કીંમત કરી હોય તે તેનાથી પાછી લેવાય.

**મસલો:**—અને જો ખરીદવાની વખતે સઘળાં ફળ નીકળ્યાં છે. પણ હાલમાં નાનાં છે. મોટાં થવાને વાર છે. તો ઉપરનાં મસલા પ્રમાણે વેચાણ તો દુરસ્ત થશે. પણ ઝાડપર ફળનું રાખવું જો સરત કીધી હોય કે રીવાજ હોય તો તે વેચાણ ફાસેદ થશે. પણ બીન સરત અને બીન રીવાજે જો માલેકના હુકમથી હોય તો દુરસ્ત છે પણ માલેક જ્યારે માગે ત્યારે પોતાના હુકમથી ફરી શકે છે. ખરીદનારને બીન તકરારે ફળ ઉતારવાં પડશે.

**મસલો:**—જો ફળ મોટાં એ થયાં છે. પણ માત્ર પાંકવાના બાકી છે. તો ઇમામ મોહમદ [રહ] ના વચન પ્રમાણે તે વખત આ સરત કરવી પણ દુરસ્ત છે કે પાકા થતાં સુધી ઝાડ ઉપર રહેવા દે, અને ફીફાયા ( નામની કીતાબ ) માં છે કે ઇમામ મોહંમદ (રહ ) ના કોલપર ફતવો [ જજમેન્ટ ] છે. અને જો સરત કરી નથી એમને એમજ હુકમ આપે તો, આ બીન વાંધે દુરસ્ત છે. હમારા ગામના લોક એવા વખતમાં વેચે તો ઇમામ મોહંમદ [રહ] ના મઝહબ પ્રમાણે ગુનાહથી બચશે.

**મસલો:**—ખરબુચાં, તરબુચ વગેરેનો હુકમ પણ ફળોના જેમજ છે. જો ખરીદવાના વખત બધાં ફળ નીકળ્યાં ન હોય પણ કેટલાક ફળ ખરીદવા પછી નીકળે તો ફાસેદ થશે. એનો બંદોબસ્ત આ છે કે માત્ર ફળજ ખરીદ કરે નહિ. પણ વેલાઓ અને જડની સાથે ખરીદ કરે તો જે કંઇ પેદા થશે અથવા મોટાં થશે. તો ખરીદનારના થશે. એવોજ હુકમ તથા બંદોબસ્ત છે. બીજી તરકારીઓમાં જેમકે મેથી વગેરેમાં ઉપર પ્રમાણે સમજવું.

**મસલો:**—ઘણા લોકો કાચી ખેતીને ઊખેડવા માટે ખરીદે છે તે દુરસ્ત છે પણ કાપ્યા અથવા જાનવરના ચરવા પછી જે કાંઇ વધે તે વેચનારનું થશે. પણ જો જડની સાથે ખરીદે જેમ ઉપરના મસઅલામાં બ્યાન થયું છે, ત્યારે તમામ પેદાશ

બાજી વખતની પણ એજ ખરીદનારની મીલકત થશે. પણ એ બેઉ મસલાઓમાં વેચનારને આ અખત્‌ રેહશે કે જ્યારે જોઇએ ત્યારે પોતાની જમીન ખાલી કરાવે. તેનો બંદોબસ્ત આ છે કે જો વેચનારના હુકમ પર ભરોશો નહોય તો તે જમીનને એક અમુક મુદતને માટે ભાડે રાખે તે મુદતમાં તેનું બધું કામ થઇ જશે.

**મસલો:**—ફાસેદ વેચાણથી મળી ( જે ચીજ વેચાય છે તે ) માં જે હરામ પણું અને ભુંડા પણું આવે છે તે માત્ર પેહલા ખરીદનારનેજ માટે છે. તેને વાજેબ છે કે તે વેચાણને તોડી નાખે અને જે શખશ તે ખરીદનારથી બીજો ખરીદ કરે અથવા તે ખરીદનાર તેને ભેટની રીતે કોઇને આપે તો તેને હલાલ છે. અને બાતેલ વેચાણથી જેહરામ પણું આવે છે તે કદી દુર થતું નથી. જ્યાં સુધી તેના દેવા લેવાનો સંબંધ પહોંચશે, ત્યાં સુધી બધાને માટે તે ચીજ હરામ રેહશે. અને આ વાત જે બધામાં પ્રખ્યાત છે કે દામ દેવાથી હલાલ થાય પરંતુ એ ખોટુ છે.

**મસલો:**—જે બગીચાના ફળ વેચ્યાં પણ કેટલાક ખાસ ફળ ગણતરીથી કે વેચાણથી અલગ કરે તો તે દુરસ્ત છે. પણ તેમાં કરાર એવી રીતપર થવો જોઇએ કે આપસમાં તકરાર ફીસાદ ન થાય.

## "ખ્યારે શર્ત ( ઝહાંઘડ ) નું બ્યાન"

**મસલો:**—કેટલીક વખત વેચાણ અધુરાં રહે છે. તેની બે રીતો છે એક તે કે માત્ર કીંમત જોવા જોવડાવવા માટે લઇ જાય અને વેચાણ થયું નહોય તેને ( કબજઅલા સુમીસ્સરા ) કહે છે તેમાં જો તે ચીજ ખરીદનારથી નુકશાન થાય તો, બજાર ભાવની કીંમત આપવી પડશે. ઠરવેલી કીંમતનો ભરોશો થશે નહિ, અને જો તે ચીજ મીસલી છે એટલે તે ચીજ જેવી બીજી મળી શકે છે. તો તેવીજ આપવી પડશે જેમકે ઘઉં ચાવલ કે બીજા ઘઉં ચાવલ તેના જેવા મળે છે. બીજી રીત આકે વેચાણનો થયું અટલે વેચનારે વેચ્યું અને ખરીદનારે ખરીદયું, પણ વેચાણ પછી વેચનારે કે ખરીદનારે કહયું કે મને એક દીવશ, કે બે દીવશ, અથવા વધું ત્રણ દીવશ, સુધી અખત્યાર છે. પછી તે વેચાણને બાકી રાખે કે તોડી નાંખે તેને ખ્યારે શર્ત કહે છે. એ પણ દુરસ્ત છે. તેનો હુકમ આ છે કે જો મુદતમાં વેચાણને તોડે તો તુટી જાય અને જો બાએજ રાખે કે ચુપ રહે અને તે મુદત વટી જાય તો વચાણ ખરૂં થઇ જશે. હવે બન્નેની રજા વગર ફરી શ-કાતું નથી. અને જો મુદતમાં તે ચીજ ખરીદનારથી નુકશાન કે તુટી ફુટી, જાય તો તેનો બદલો ખરીદનાર પર વાજેબ થશે. પણ એમાં એમ ખુલાશો છે કે જો અખત્યાર ખરીદનારનો હશે ત્યારે તો ઠરેલી કીંમત આપવી પડશે. અને અખત્યાર વેચનારનો હશે તો બજાર ભાવની કીમત કે તે ચીજ જેવી બીજી ચીજ વાજેબ થશે. જેમકે કબજ અલા સુમીસ્શરામાં હતું.

**મસલો:**—ખ્યારે શર્તમાં જો વેચાણ કાયમ રાખવું હોય તો બીજાને ખબર દેવી જરૂર નથી બસ મુદત વટી જવાથી વેચાણ ખરૂ થશે. અને જો વેચાણને તોડવું હોય તો બીજાને ખ-બર આપવી મુદતમાં જરૂર છે. જો એમ કરશે નહિતો વેચાણ બહાલ રેહશે.

**મસલો:**—જે શખસ માટે અખત્યાર થયો છે તે ઠરેલી મુદતમાં મરી ગયો તો વેચાણ ખ-રૂ થશે. તેના વારશોને વેચાણ તોડવાનો અખત્યાર રેહશે નહિ.

**મસલોઃ**—જો ખરીદનાર તથા વેચનાર વગર કોઇ ત્રીજા શખ્શનો અભિપ્રાય પર રખાય એ પણ દુરસ્ત છે.

## "બયી ( વેચાયલીચીજ ) માં એબ નીકળવાનું વર્ણન."

હદીસ હજરત (સલ) મેં ફરમાવ્યું છે કે જે શખશ કોઇ ચીજ એબદાર વેચે અને તે એબનું બ્યાન કરે નહિ તો તે શખશ હમેશા અલ્લાહના ગજબ (ગુસ્સા) માં રહેશે અથવા એમ ફરમાવ્યું છે કે હમેશાં ફરીસ્તા (દુતો) તેના પર લાનત [અવ કૃપા] કરે છે.

**મસલોઃ**—જો ખરીદ્યાં પછી ખરીદનારને કોઈ એબ પર ખબર થઇતો તેને અખ્તાર છે જોઇએ રાખે જોઇએ તો પાછી આપે પણ જો વેચવાના વખત વેચનારે એમ કહ્યું હોય કે એમાં જે કાંઇ એબ હોય હું તેનો જવાબદાર નથી. જોઇએ ખરીદો, યા ન ખરીદો અને તે પર પણ ખરીદનાર રાજી થયો, ફરી કેટલીક એબ તેમાં નીકળે તોપણ પાછું ફેરવવાનો અખત્યાર નથી. જો કે એબોના નામ જુદા જુદા લીધા ન હો.

## "બાતેલ તથા ફાસેદ વેચાણનું બ્યાન."

**મસલોઃ**—કેટલીક જગ્યાએ દસ્તુર છે કે તળાવ કે નદી કે દરિયાને ઠેકો માછીઓને અપાય છે. અને બીજાઓને તેમાંથી માછલાં પકડવા દેતાં નથી. આ તદન હરામ (મના) છે. અને એવું વેચાણ તદન દુરસ્ત નથી, બાતલ છે. અને તેની કીમત જમીનવાળાને હલાલ નથી. તેમ ઠેકાવાળાને પણ દુરસ્ત નથી, કે બીજાઓને માછલા પકડવાની મના કરે. બલકે બધાઓને માછલાં પકડવાનો હક શરીઅતથી રહે છે. પણ તે ઠેકાદાર તેમાંથી પકડી વેચી શકે છે કેમકે પકડવાથી તેની મિલકત થશે. તેમ એ વેચાણ પણ દુરસ્ત થશે પણ જો કોઇ બીજાએ માછલાં પકડયા અને ઠેકાદારે તેની પાસેથી છીનવી લઇ વેચેતો તેનું વેચાણ દુરસ્ત નથી. અને તેનું ખરીદ કરવું પણ જેને ખબર હોય તેને દુરસ્ત નથી.

**મસલોઃ**—એવીજ રીતે ઉભું ઘાસ વેચવું દુરસ્ત નથી, પણ તે શખશ ખાસ ઘાસ ઉઘાડવાની નૈયતથી પોતાની જમીનને ઉગાડવાથી પહેલાં પાણી આપ્યું હોય, અને તેનો બંદોબસ્ત કર્યો હોય તો ઝખીરા તથા મુહીત [નામની કિતાબ] ની રિવાયત પ્રમાણે તે વખત તે ઘાસ તેની મીલકતમાં દાખલ થશે. અને વેચાણ પણ દુરસ્ત થશે. અને જેટલા ઝાડો થડ વગરના પોતાની મેળે ઊગે છે તે બધાનો એજ હુકમ છે અને જે ઝાડ થડ વાલા છે જેમકે સીસમ, કીકર, ધાકા, જો તે પોતાની મેળે ઉગેલાં હોય તો ઇમામ મહમ્મદ [રહ] ના વચન પ્રમાણે તેનો આ હુકમ નથી. બલકે તેનું વેચવું દુરસ્ત છે. વળી ઘણી જગ્યાએ જે રીવાજ છે ખેડુત લોકો ઉભાં ઘાસ વેચે છે, અથવા બીજાઓને તે જમીનમાંથી ઘાસ કાપવાને મના કરે છે અથવા રૈયતોથી ચરાવવાનું દામ લે છે, આ બધો જુલમ છે.

**મસલોઃ**—કેટલાક લોકો જ્યારે સાંભળે છે કે પોતે ઊગેલું ઘાસ વગેરે મિલકત નથી, અને તેનું વેચવું દુરસ્ત પણ નથી, તો તે લોકો આ હિલો કરે છે કે; જો ઘાસ અમારી મિલકત નથી પણ જમીન તો અમારી મિલકત છે. હમે હમારી જમીનમાં બીજા શખશને આવવા દેતા નથી, અમારો અખત્યાર છે. અને આ બહાનાથી ઘાસ રોકે છે, તો એ વીષે સમજવું જોઇએ કે; આ રૂપમાં શરીઅતનો હુકમ આ છે કે, જો પોતાની જમીનમાં કોઇને આવવા દે નહી, તો પોતે

ખાસ ઉખેડીને તે શખ્સને આપવી જોઇએ. પણ જો બીજા પાસેની જમીનથી તેનું કામ શકે તો રોકવું દુરસ્ત છે. અને જો તે પણ રોકે તો તે જુલમના ગુનાહમાં બધા ભેગા રહેશે.

**મસલો:**—મરેલાંનું કાચું ચામડું તાજું હોય તો; તેનું વેચવું દુરસ્ત નથી. અને જો સુકાયલું હોય તો તેનું વેચવું દુરસ્ત છે. કેમકે સુકાય જવું દીબાગતના હુકમમાં છે. એવોજ હુકમ મરેલાના હાડકાં વાળ વગેરેનો છે. પણ માણસ [બુજરૂગીના કારણથી] અને સુવર (ડુક્કર) [ખરા નાપાકીના કારણથી] નું ચામડું વગેરેનું વેચાણ દુરસ્ત નથી.

**મસલો:**—કેટલાક લોકો કોઇ ચીજ જેમકે ગાય બળદ વગેરે મુકરર કીંમતથી ખરીદ કરે છે. અને જ્યારે તેની કીંમત આપી શકતો નથી તો વેચનારને તે ચીજમાં કંઇ કમી કિંમતમાં વેચે છે. આ દુરસ્ત નથી, પણ જો એવી જરૂર પડે તો તેનો હિલો એમ થઇ શકે છે કે અસલ વેચનાર થોડીક વારને માટે આગળ કિંમત જેટલા રૂપીઆ કરજની રીતે આપે. અને ખરીદનાર તે રૂપીઆને અસલ કિંમતમાં અદા કરે તે પછી તે ચીજ ઓછી કિંમતમાં વેચનારને વેચે. અને જે બાકી રહેતે તેને માથે કરજ રહેશે.

**મસલો:**—જો એક ઘર આશરત પર વેચાણ કર્યું કે એક મહિના સુધી ખાલી કરાય નહિ બલકે વેચનાર પોતાના કબજામાં રાખે તો આ સરત ફાસેદ છે. અને તેથી વેચાણ પણ ફાસેદ થશે. પણ જો વેચાણમાં આ સરત કરે નહિ એમજ વગર સરતથી વેચાણ કરે અને વેચાણ પછી ખરીદનારને વેચાણ કરનાર ખુશીથી રહેવાનો હુકમ આપે તો એ દુરસ્ત છે. એવીજ રીતે જેટલી સરતો ઉલટા હુકમથી એવા મામલામાં હોય તો બધાનો એજ હુકમ છે.

**મસલો:**—કેટલાક લોકો માત્ર ખરીદનારાઓને ધોકો આપવાની ગરજથી જુઠા ખરીદનાર બને છે. અને દામ વધારી કહે છે જેથી અજાણ લોક ફસાય એ કામ હરામ છે.

**મસલો:**—બે શખ્સ પોતપોતાનામાં કોઈ સોદાની વાતચીત કરે છે, બીજા શખ્શને જાએજ નથી કે આવી કીંમત વધારે કે તેઓનો સોદો બગડે, ને ખરીદી લે. પણ જો તે રાજી થયા નથી તો કીંમત વધારવી જાએજ છે. જેમકે લીલામમાં થાય છે.

**મસલો:**—કેટલાક લોકો ભેગા થઇ કોઇ ચીજપર ચીઠીઓ નાંખે છે અને ઉઘરાણું કરી માલેકને કીંમત અદા કરે છે પછી જેનું નામ નીકળે છે તે ચીજ તેની સમજાય છે અને બીજાઓના પૈસા બધા બરબાદ થાય છે. આ હરામ અને જુગાર છે.

**મસલો:**—આજકાળ ઘણા ઘણા નવા વેપાર ઉત્પન્ન થયા છે, જાનનો વિમો, અને સાદી ફંડ **વગેરે** કેમકે તેમાં વધુ વ્યાજ અને જુગાર છે. એટલે તેમાં ભાગ કરવો હરામ છે. પણ જો દીનદાર આલેમો (સાચા વિદ્વાનો) ની તહકીક (તપાસ) થી કોઇ સુરત જાએજની હોય તો પરેવા નહિ.

**મસઅલો:**—જુમ્માની અજાન [બાંગ] પછી ખરીદવું વેચવું મના છે.

## “મુરાબેહા (નફાપર વેચવું) અને તોલીયા (ખરી દામથી વેચવું તે)નું બયાન”

**મસલો:**—તેમાં જે ખરચ થયો હોય તેનું જોડવું અસલ દામમાં દુરસ્ત છે. પણ એમ કહેવું નહિ કે આટલે ખરીદ કર્યું છે. કેમકે એ જુઠું થશે. બલ્કે એમ કહેવું કે અસલ અને ખરચ બધું મળી આટલું છે.

**મસલો:**—કેટલાક લોકો એમ કરે છે કે માલ એક જગ્યાથી ખરીદ કરી પોતાના ઘરમાં ઓરત કે કોઇ ઓલાદ કે નોકરની સાથે નામનું વેચાણ કરે છે અને પછી એનાથી અથવા તેનાથી બીજે હાથે એવી રીતે વેચાણ કર્યું હોય વધુ કીંમતથી ખરીદે છે. એટલે નફાપર વેચવાના વખત કસમ (સમ) ખાય શકે કે અમે આટલેથી ખરીદયું છે. એ કામ તદન હરામ અને મોટો ધોકો છે. કેમકે ખરીદનાર અસલ ખરીદીને જાણવા માગે છે, અને તેના બતાવતી વખત તેજ સમજે છે.

## " પરચુરણ મસલાઓનું બયાન. "

**મસલો:**—કેટલાક લોકો ખરા વેચાણ માટે એકાદ રૂપીઓ આગળથી આપે છે તેને બયાનું કહે છે. અને જો કોઇ રીતથી ખરીદનાર ફરી જાય તો વેચનાર તે રૂપીઆને પાછો આપતો નથી. એ કોઇ રીતથી દુરસ્ત નથી. આ જુદી વાત છે કે બીજા કારણથી ફરી જવું બુરૂં છે, પણ તેનો રૂપીઓ મારી લેવો એ કંઇ હક નથી.

**મસલો:**—કેટલાક લોકો આ સરતપર બયાનું લે છે કે જેને આથી વધુ કીંમત આપનાર આવે નહિ તો આ ચીજ તમારી છે. અને જો વધુ આપનાર આવે તો તમને બયાનું પાછું આપી તે શખ્સને તે વસ્તુ દેવાય તો આ મસલામાં ત્રણ વાતો છે. [૧] આ કે મજકુર સરત વેચાણનો વાયદો હોય વેચાણ ન હોય ત્યારે તો તે સરતની આ મતલબ થશે કે હાલમાં તમારી સાથે વેચાણ કરતા નથી, પણ બીજા ખરીદનારની વાટ જુએ છે જે વધુ કીંમત આપે તેને વેચે અને જો એમ નહિતો આટલી કીંમતથી તમને વેચીશું. એમ આ મામલો દુરસ્ત છે પણ જ્યારે માની લેવાયું કે હજુ વેચાણ થયું નથી એટલે વેચનાર અને ખરીદનાર બન્ને આ સરતને પુરી ન કરવામાં મુખત્યાર છે. કોઇ કોઇને જબરાઇ કરી શકતો નથી. દાખલા તરીકે જો કોઇ વધારેનો ખરીદનાર આવ્યો નહિ અને ખરીદનારે પણ લીધુ નથી તો બયાનું પાછું આપવું વાજેબ થશે. બીજી વાત આ છે કે શરથી વેચાણ થયું પણ પાકુ થયુ નથી. જ્યારે શરત પ્રમાણે થયું એ પણ જાએજ છે પણ તેમાં બધા હુકમ ખ્યારે વેચાણના જારી થશે જેનું ખુલાસાવાર ઉપર બયાન થયું છે. ત્રીજી વાત આ છે કે ખરૂ વેચાણ થઇ ગયું પછી તેમાં તે મજકુર સરત લગાડી જેમકે એ સરત ફાસિદ છે. એટલે એ વેચાણ દુરસ્ત રહેશે નહિ.

**મસલો:**—ઘણા લોકો ઉધાર ખરીદનારને મોંઘુ આપે છે. દાખલા તરીકે રોકડા રૂપીઆ આપનારને રૂપીઆનું વીસસેર આપે છે. અને જે શખસ અઠવાડીઆ બે અઠવાડીઆ પછી કીંમત આપે તેને અઢારશેર આપે છે. તે જાએજ છે. તેની કંઇ પરવા નથી પણ તેમાં આ જરૂર છે કે આગળ તેનો ખુલાસો કરે. કે રોકડથી કે ઉધારથી અને જો વેચાણ થઇ ગયું અને વેચાણ કરવાની સાથે કહ્યુ કે તમો આ સોદો તો લઇ જાવ છો રોકડા આપો તો એક રૂપીઓ અને ઉધારનો સવા રૂપીઓ એ દુરસ્ત નથી.

**મસલો:**—પોતાના માલમાં અખત્યાર છે તેમાં જેટલો નફો જોઇએ તેટલો માગી શકે છે. જો એક પૈસાની ચીજને સો રૂપીએ વેચી શકે એ દુરસ્ત છે. પણ ખરીદનારથી કોઇ રકમનો ધોકો કરે નહિ. ખુલ્લું કહે કે હું આટલે વેચીશ જોઇએ તો લો, યા ન લો. પણ જો નફાપર વેચવાની વાત હોય અથવા લેખી જાહેર ખબર કે જબાનની જાહેર કર્યું હોય કે મારી દુકાનમાં એક આની નફાથી માલ મળશે એ બેઉ સુરતોમાં વધુ નફો લેવો ધોકો અને હરામ છે.

**મસલોઃ**—જ઼ેમ માલમાંથી જે ચીજ ખરીદે ત્યાં સુધી તે પોતાના કબજામાં નહિ ત્યાં સુધી બીજાને વેચવું દુરસ્ત નથી, પછી માલ પહોંચ્યા અગાઉ માત્ર નમુનો બતાવી સોદો કરવો દુરસ્ત નથી.

**મસલોઃ**—જો એક રૂપીઆની કોઇ ચીજ વેચી અને ખરીદનારે રૂપીઆની જગ્યા એક રૂપીઆના પૈસા આપ્યા તો લેવા દુરસ્ત છે. એવીજ રીતે જો પોત પોતાનામાં રાજી થાય કે તે રૂપીઆની જગ્યાએ ફલાણું કપડું કે આટલું અનાજ અમને આપો આ પણ જાએજ છે. પણ જ્યારે આ અદલા બદલી છે, એટલે વ્યાજની સુસ્તોથી તેમાં બચવું જોઇએ. દાખલા તરીકે વીસ રૂપીઆ કોઇના બાકી છે, અને તેની જગ્યાએ વીસ રૂપીઆની ગીની અદા કરવી છે. તો તેમાં આ વાજેબ થશે કે, જે મિજલસ (બેઠક) માં એ વાત ચીત થઇ હોય તેજ મિજલસમાં ગીની લઇ લેવાય, એવું નકરે કે વાતચીત કરી અલગ થઇ પછી બીજી વખતે ગીની લેય.

**મસલોઃ**—વેચાણ પુરૂં થયા પછી જો ભાવમાં કંઇ વધ ઘટ કરાય, ફરી વેચનાર તરફથી કમી કરાય અથવા ખરીદનાર તરફથી વધારાય એ દુરસ્ત છે. એમજ જે ચીજ ખરીદી છે તેમાં કંઇ વધારો કરાય એ પણ દુરસ્ત છે. આથી જણાયું કે ઘણી જગ્યાએ દસ્તુર છે કે સોદો લીધા પછી વેચનારથી કંઇ બીજું માગી લે છે. કેટલાક તેને લોભાએ કહે છે. જો વેચનાર ખુશીથી આપે તો કંઇ પરવા નથી.

**મસલોઃ**...કેટલાક લોકો જનાવરોને ખવડાવવા માટે ઘઉં કે જવ વગેરેની કાચી ખેતી ખરીદ કરે છે. તેને ખાવદ કહે છે. તો એ દુરસ્ત છે જે ઉપર મજકુર થયું પણ કેટલાક જે આ સરત કરે છે કે કાપ્યા પછી વેચનાર તેને બીજી વાર પાણી આપે અને તેનાથીજે બીજી વાર પેદા થાય તેને પણ અમે હમણા ખરીદીએ છીએ તો એ રૂપમાં પેહલાં તો જે ચીજ વેચાય તે ચીજ નથી, બીજું પાણી દેવું વેચનારને માટે રખાયું છે જે કે સરત ફાસેદ છે એટલે એ વેચાણ દુરસ્ત નથી.

**મસલોઃ**—કેટલીક જગ્યાએ કોથળામાં ભરેલું અનાજ કોઇ ખાસ કીંમતથી એવી રીતે ખરીદે છે કે કોથળાઓ સાથે તોલ કરે છે અને તેમાંથી એક કોથળાનું ખાલી તોલ કરી બધા કોથળાઓનું તેજ તોલ પ્રમાણે હિસાબ કરી જેટલું એકઠું કરે એ દુરસ્ત નથી. કેમકે બનવા જોગ છે કે કોથળાઓના તોલમાં કંઇ ઓછુ વત્તુ હોય જો એવી જરૂરત હોય તો તેનો રસ્તો આ છે કે તે હિસાબથી જેટલું તોલ અનાજનું થાય છે, તેટલા તોલથી મામલાને રાખે નહિ. બલ્કે એમ કહે કે આ મજમુઆ (જથો) અનાજનું આ દામ છે. પછી તોલમાં જેટલું સમજાતું છે તેટલું હોય કે તેથી ઓછું વત્તુ હોય. અને બેઉ તરફના તેપર રાજી હોય એ રીત દુરસ્ત છે.

**મસલોઃ**—કેટલીક જગ્યાએ અનાજ ખેતરોમા ભરેલું હોય છે. માત્ર નમુનો બતાવી તેને વેચાણ કરે છે અને ખરીદનાર બીજાને સાથે એવીજ રીતે વેચાણ કરે છે. કેટલોક વખત આ સંબંધ આગે સુધી ચાલે છે, એ દુરસ્ત નથી પણ બે સરતથી દુરસ્ત થઇ શકે છે. પહેલી આ છે કે પોતાના હિસાબથી તેને એક ખાસ ગણતરીપર સમજી રાખેલું છે. તો પણ મામલો (સોદો) તોલપર કરે નહિ. બલ્કે એમ કહે કે જેટલું અનાજ તેમાં દટાયલું છે તે આટલાનો છે. બીજી આ

રહેલો ખરીદનાર તે અનાજપર કબજો કરે અને પછી તે પણ બીજા ખરીદનારની સાથે એવીજ રીત પ્રમાણે વેચાણ કરે પણ જો બતાવેલા સુમારથી કંઇ ઓછું વત્તું નીકળે તો કોઇ જવાબદાર થશે નહિ.

## "વ્યાજનું બ્યાન."

એના મસલાઓ ઘણા બારીક છે. કેટલાક લોકો સારી નેયતના હોવા છતાં પણ એ ગુનાહમાં ડુબેલા છે. તેટલા માટે એક ખરો કાયદો લખું છું તેના સમજવાથી સેંકડો હજારો સુરતોના હુકમ જણાય જશે તેના પછી કેટલીક શાખો મસલાની દાખલા તરીકે લખાશે. તે કાયદાને માટે પહેલ એક તમહીદ (સમજુત) સમજવી જોઇએ તે આ છે કે જે ચીજોથી મામલો (વેપાર) થાય છે તે ત્રણ જાતનો છે. એક તોલથી લેવું દેવું થાય છે, બીજું કોઇ માપથી હોય છે, ત્રીજુ તોલવા તથા માપવવિના, દાખલા તરીકે અનાજ કોઇ જગ્યાએ તોલીને વેચાય છે. અને કોઇ જગ્યાએ વાસણથી માપીને વેચાય છે. એ ચીજો મોઝુન (તોલની) અને મકીલ [માપની] કહેવાય છે. અને ચાંદી સોનું પણ મોઝુન છે. રૂપીઆ ગીનીના સિક્કા ના મુકરર તોલના કારણથી ન તોલાય તો પણ તે મોઝુન કહેવાશે, અને ચીજ ગણત્રીથી વેચાય અને ગજોથી મપાય તે ત્રીજી જાતીમાં દાખલ છે. એટલે ન મોઝુન ન મકીલ અને મકીલ હોવાના ગુણને કદર કહે છે. હવે તો એ ટુંકા બોલોને યાદ રાખવું જોઈએ બીજું આ જાણવું જોઇએ કે દરેક ચીજની એક હકીકત [તેજ રૂપમાં] થાય છે. દાખલા તરીકે ઘઉંનું ઘઉં થવું, ચાંદીનું ચાંદી થવું, કપડાનું કપડુ થવું તેને જીનસ (જાત) કહે છે આ બોલ પણ યાદ રાખવો જોઇએ. હવે એ બોલ યાદ રાખવાને લાયક થવા. એક કદર, બીજુ જીનસ, એ બન્ને બોલ આગળ કામ આવશે. પછી જે ચીજોમાં મુબાદેલો (અદલ બદલ કરવું) થાય છે. કદી તે કદરમાં બરાબર તથા ભેગા હોય છે, અને જીનસમાં મુખતલેફ (ફેરફાર) હોય છે દાખલો ઘઉં અને ચણા જે કદરમાં તો ભેગા છે. કેમકે બેઉ મોઝુન છે, કે મકીલ પણ જીનસ ફેરફાર છે. કેમકે એકની હકીકત ઘઉં છે અને બીજાની હકીકત ચણા છે, અને કદી એમ થાય છે કે જીનસમાં તો બરાબર હોય છે પણ કદરમાં બરાબર થતાં નથી દાખલો તનઝેબ તનઝેબ [મલમલ મલમલ] જીનસમાં બરાબર છે પણ કદર માપ તથા તોલ થવું તદ્દન નથી જયારે કદરજ નથી તો, કદરનું બરાબર કયાં રહ્યું અથવા બકરી, બકરી, જીનસમાંતો એકજ છે, પણ જયારે તોલ અને માપ નથી એટલે ન કદર છે, ન કદરમાં બરાબર અને કદાપી એમ થાય કે કદર પણ એકજ અને જીનસ પણ એકજ જેમકે ઘઉં ઘઉં કે કદર પણ એકજ અને જીનસ પણ એકજ છે. કદિ એમ થાય છે કે ન જીનસ ન કદર એક જેમકે રૂપીઆ અને કપડાં અથવા રૂપીઆ અને જનાવર કે નજીન્સ એક ન કદર એક. હવે આ ચાર ચીજો ચાર જાતની થઇ. (૧) કદર અને જીન્સમાં એક. [૨] કદરમાં એક જિન્સમાં એક નહિ. (૩) જિન્સમાં એક કદરમાં એક નહિ. (૪) કદર અને જિન્સમાં એક નહિ. જ્યારે એ તમહીદ સમજમાં આવી હવે તે કાયદો સમજવો જોઇએ. તે કાયદો આ છે કે જ્યારે બેવ ચીજો કદર અને જિન્સ એકજ હોય તો તેના અદલ બદલ કરવામાં બે હુકમ વાજેબ છે. એક આકે બન્ને તોલ કે માપમાં બરાબર હોય, બીજું આકે હાથોહાથ (રોકડે રોકડું) હોય દાખલો જો ઘઉં ઘઉં પોતપોતામાં બદલવા માગે તો ન તેમાં ઓછુંવત્તું દુરસ્ત છે. એટલે એક બાજુ શેર હોય અને બીજી બાજુ સવાશેર એ

દુરસ્ત નથી. બલ્કે બન્ને બાજુ શેર શેર કે સવાશેર હોવું જરૂર છે. અને આપણુ દુરસ્ત નથી એક્તો તુરતાતુરત લે અને બીજો કાલે કે પરમ દીવશે. કે થોડીક વાર પછી લે. બલ્કે એક મિજલસમાં બન્નેને પોતપોતાનો હક લેવો વાજેબ છે. અને જે ચીજો કદરમાં એક હોય અને જિન્સમાં એક ન હોય અથવા જિન્સમાં એક અને કદરમાં એક ન હોય એ બન્ને જાતિનો હુકમ એક છે તે આ છે કે તેમાં ઓછુંવત્તું તો દુરસ્ત છે. પણ ઉધાર દુરસ્ત નથી. દાખલો ઘઉં અને ચણા પોતપોતામાં બદલવા માગે તો અહી કદર એક છે અને જિન્સ એક નથી. અથવા બકરી. બકરી બદલવા માગે તો અહી જિન્સ એક છે પણ કદર એક નથી. કેમકે કદર કહે છે તોલ અને માપને તે અહી છેજ નહિ. તો તેઓમાં ઓછુંવત્તું દુરસ્ત છે. એટલે શેર ઘઉં હોય અને બશેર ચણા અથવા એક બાજું એક બકરી અને બીજી બાજુ બે બકરી એતો દુરસ્ત છે. પણ એક બાજુ રોકડું અને બીજી બાજુ ઉધાર હોય એ જાએજ નથી. તુરતાતુરત (લેવડ દેવડ) વાજેબ ૧ અને જે ચીજો કે કદરમાં અને જિન્સમાં એક નથી તેમાં ઓછુંવત્તું દુરસ્ત છે, અને ઉધાર રોકડું પણ દુરસ્ત છે. દાખલો સો રૂપીઆનો ઘોડો લીધો તો અહીં નજિન્સ એક છે ન કદર એ જગ્યાએ ન તુરતા તુરતની જરૂર છે. તેમ ન બરાબરીની જરૂર છે. તો એ કાયદાપરથી ચાર કાયદા થયા. (૧) જે ચીજ કદર તથા જિન્સમાં એકજ હોય તો બરાબરી તથા રોકડે રોકડું વાજેબ છે. (૨) જે ચીજ કદર તથા જિન્સ એક નથી તેમાં બરાબરી અને હાથોહાથ વાજેબ નથી. [૩] જે ચીજ જિન્સમાં એક અને કદરમાં એક નથી તેમાં રોકડે રોકડું વાજેબ છે. અને સરખાપણું વાજેબ નથી. [૪] જે ચીજ કદરમાં એક અને જિન્સમાં એક નથી તેમાં પણ ત્રીજા કાયદાના જેવું રોકડે રોકડું વાજેબ છે. અને બરાબરીની જરૂર નથી એ ચાર કાયદાથી ઉલટું જ્યારે લેવું દેવું થશે તે સરીઅતથી વ્યાજમાં દાખલ થશે. એટલે જે જગ્યાએ રોકડું વાજેબ છે તે જગ્યાએ જો એક બાજુ પણ ઉધાર હશે તો વ્યાજ થશે. અને જ્યાં બરાબરી તથા રોકડ થવું બન્ને વાજેબ છે. ત્યાં ઉધારથી પણ વ્યાજ થશે અને ઓછાવત્તાથી પણ વ્યાજ થશે. હવે કેટલાક મસલાઓ જાણવા જોઇએ.

**મસલો:**—કેટલાક ઘરોમાં દસ્તુર છે કે ઘઉંનો આટો તેને મકકાઇના આટાથી બદલે છે. અથવા ઘઉં અને મકકાઇને અદલબદલ કરે છે. જો બન્ને તુરતાતુરત હોય તો જાએજ છે. પછી જો એક કમ હોય એને બીજું વધું હોય કેમકે કદરમાં બેઉ એક છે. જે જિન્સમાં ફેરફાર છે. એટલે ઓછુંવત્તું દુરસ્ત છે પણ ઉધાર દુરસ્ત નથી.

**મસલો:**—ઘણા જુના તથા નવા ઘઉં આપસમાં બદલાય છે. તેને દુરસ્ત થવાની બે સરત છે. એક આકે બન્ને બરાબર હોય. બીજું આકે હાથોહાથ હોય, કદાપી એક બાજુ વધારે દામના ઘઉં હોય અને બીજી બાજુ ઓછા દામના હોય તો પણ ઓછુંવત્તું જાએજ નથી. કેમકે અહી જિન્સને કદર બન્ને એક છે. એટલે ઓછુવત્તુ તથા ઉધાર દુરસ્ત નથી.

**મસલો:**—જો કોઇ જગ્યાએ ફેરફાર દામના કારણથી એક જિન્સની ચીજો ને ઓછાવત્તાથી બદલતું હોય દાખલો એક સખશની પાસે રૂપીઆના વીસશેર વાળા ઘઉં છે, અને બીજા પાસે સાળાશેર વાળા ખરાબ ઘઉં છે. અને તેને આપસમાં બદલવા માગે છે. બરાબર બદલવામાં એકને નુકશાની છે, અને ઓછુવત્તુ એક જિન્સના કારણથી જાએજ નથી. તેના દુરસ્ત થવાને માટે આ છે કે એક શખસ બીજાને પોતાના ઘઉના રૂપીઆના બદલામાં વેચે, રોકડા રૂપીઆ ન હોય તો પણ જ્યારે તે

આ તેનાપર આપવા વાજેબ થાય, ત્યારે તેનાથી કહે કે તે રૂપીઆના બદલ અને આ ઘઉં આપો અને તે પોતાની રાજીખુશીથી આપે આ રીતથી દુરસ્ત થશે.

મસલોઃ—કેટલાક વખત ઓરતો ઘઉંને ઘઉંના આટા સાથે બરાબરથી બદલે છે. અને ઘઉં સાથે તેની દલામણી પણ આપે છે. એ દુરસ્ત નથી પછી દલામણી આપે કે ન આપે. એવીજ રીતે સત્તુ (સેકેલા અનાજનો લોટ) ને બદલવું અથવા આટાને સત્તુને બદલવું. જ્યારે તેઓ એકજ જાતના અનાજથી હોય તે જાએજ નથી. કદાપી તે બરાબર અને તુરતાતુરત હોય તો પણ તેનું કારણ લોકોની સમજમાં આવી શકે નહિ પણ જો એવી જરૂર પડે તો એજ મજકુર બંદોબસ્ત કરે કે બન્ની ચીજોને કીમતના બદલામાં વેચાણ કરે, પછી તે દામોથી બીજી ચીજો ખરીદી લે.

મસલોઃ—ઉધાર તે જગ્યાએ દુરસ્ત નથી જ્યાં બે ચીજોનો અદલ બદલનો વિચાર હોય જેમકે ,પરના બે મસલામાં કે ઘઉં અને મકકાઇ અથવા જુના તથા નવા ઘઉંમાં બદલ થયું છે. તેમાં ઉધાર દુરસ્ત થશે નહિ. અને અદલ બદલ કરવાનો વિચાર ન હોય બલ્કે પોતાની પાસે એક ચીજ ન હોવાના કારણથી ઉધાર લેવાથી માત્ર આ વિચાર હોય કે પોતાનું કામ નીકલેછે અને જ્યારે પોતાની પાસે હોય તેને તેનો હક અદા કરશે. એ રૂપમાં ઉધાર દુરસ્ત છે પણ તેનો હુકમ આ છે કે જેવી ચીજ ઉધાર લીધી છે, તેવીજ અને તેટલીજ આપે ઓછા વત્તાની સરત દુરસ્ત નથી. તેમજ બીજી જિન્સનું ફેરવું દુરસ્ત નથી. અને સારી માઠીનો ફરક કરવો પણ દુરસ્ત નથી. એક શખ્સ પાસે આટો નથી પોતાના પાડોશીથી શેર આટો કરજ લીધો તો જાહેર છે કે તેને અદલ બદલ કરવાનો વીચાર નથી. કેમકે જો તેની પાસે હોત તો તેજ લેત બદલતે નહિ. બલકે હાલમાં કામ ચલાવવું જરૂરનું છે અને જ્યારે તેની પાસે આવશે ત્યારે તેનો આટો આપશે. તેમાં કંઇ ડર નથી. પણ કરજ લેતી વેળા આ સરત ઠેરવવી દુરસ્ત નથી કે શેરનો સવાશેર આપશું, અથવા તેથી સારો આટો દેશું, અથવા ઘઉંનો લઇએ છીએ મકાઇ કે ચણાનો દઇશું. જો એવી સરત ઠેરવશો તો એ બ્યાજ થઈ જશે, કેમકે બદલવાનો ઇરાદો થયો અને બદલ કરવાની દુરસ્તીની સરતો અહીં નથી પણ જો ખાસ ભલાઇથી જેવો લીધો તેથી સારો આપે અથવા બીજો સખશે ભલાઇથી તેથી હલકો કબુલ કર્યો અથવા માગતી વખત આ કહયું કે મારી પાસે ઘઉંનો આટો હમણા નથી તેના બદલામાં મકાઇનો ઓછો વત્તો કરી લો અને બીજો રાજી થયો ને જ્યારે એ પોત પોતામાં રાજી થાય ત્યારેજ હિસાબ કરે તો જાએજ છે. જો તે રાજી થયા પછી અર્ધનો બદલો બીજી જીન્સથી દેવાયો અને અર્ધો હક બાકી રહયો તો જાએજ નથી જો કોઈ સખસની પાસે અર્ધો જેટલી બીજી જણસ હોય તો જોઇએ કે બધાના બદલામાં બીજી જિન્સ ઠેરવે બલ્કે એમ કહે કે તમે તમારા અર્ધા હક વાજેબના બદલામાં આ બીજી જીન્સ લો. અને અર્ધાનું માંગણું દસ્તુર પ્રમાણે બાકી રહેશે. પછી તે અર્ધાના બદલ જો તેજ જિન્સ દેવા માગે ત્યારે તો કંઇ વાતજ નથી. અને જો બીજી જિન્સ દેવા માગે તો તેને માટે નવી રજા લેવી જોઇએ અને તેને માટે તે જરૂર પડશે કે જ્યારે પોત પોતામાં રાજી થયા છે, ત્યારેજ ખલાસ કરી લે મતલબ આકે બધા હકની બદલ બીજી જિન્સથી ખલાસ થવું અને ફરી કંઇ વસુલ થવું, અને કંઇ બાકી રહેવું દુરસ્ત નથી.

મસલોઃ—ઘણી જગ્યાએ દસ્તુર છે કે રાઇને બદલે રાયનું તેલ લએ છે તો તેનો હુકમ આ છે કે રાયમાંથી જે તેલ નીકળે છે. જો તે ખાતરીથી તે ઓછું હોય ત્યારે તો આ બદલવું દુરસ્ત છે.

અને જો તે તેલ રાયમાંથી નીકળનારાનું તે તેલથી ઓછું હોય કે, બરાબર હોય, અથવા વ અને ઓછા વત્તાનો હાલ જણાય નહિ તો એ બદલનું દુરસ્ત નથી. અને જો એવીજ બદલાવ જરૂર પડે તો તે ના દુરસ્ત થવાનો હિલો તેજ છે જે ઉપર બયાન થયું એટલે રાયને રૂપીઆ પૈસાથી ખરીદ કરી પછી તે પૈસા કે રૂપીઆનું તેલ ખરીદે રોકડા રૂપીઆ આપવાની જરૂર નથી માત્ર જબાનીનો કરાર પણ દુરસ્ત થશે.

**મસલો:**—ઘણી ખરી બેંકોમાં લેવું દેવું બ્યાજનું થાય છે, તેમાં રૂપીઆ દાખલ કરી ભાગી દાર બની તેનો નફો લેવો દુરસ્ત નથી કેમકે બેંકના કારભારીઓ મુળ માલેકોના વકીલ છે. અને વકીલનું કામ વકીલ કરનારના જેવું છે. જેવું કે તે રૂપીઆવાળાએ પોતે લેવું દેવું બ્યાજનું કર્યું પણ જે કારખાનમા બ્યાજનું લેવું ન હોય અને ન કોઈ બીજો ફાસેદ મામલો હોય તેથી મામલો મુજારેબત (એકના પૈસા અને એકની મહેનત) નો કરવો દુરસ્ત છે.

**મસલો:**— કેટલાક લોકો બ્યાજની બેંકોમાં રૂપીઆ અનામત જેમ મુકે છે અને તેનો નફો લેતા નથી તો જ્યારે ખાત્રીથી બેંકમાં તેજ રૂપીઆ અલગ રહેતા નથી કારભારમાં લાગેલાં રહે છે. એટલે તે અનામત રહેતા નથી બલ્કે કરજના થાય છે. તે શખ્શ બ્યાજ ન લેતો પણ બ્યાજ લેનારની મદદ કરજથી કરી અને મદદ ગુનાહની કરવી ગુનાહ છે. એટલે રૂપીઆ દાખલ કરવા પણ દુરસ્ત નથી.

**મસલો:**—કેટલાક લોકોએ પોતાના રૂપીઆ જે કોઈ વેપારીની કંપનીમાં જમાં કર્યા છે. ઓછા વત્તા રૂપીઆના બદલ બીજાને વેચાણ કરે છે તેમાં ઘણી ખરાબીઓ છે એકતો એ કે રોકડા નથી અને બીજુ બરાબરી નથી અને રૂપીઆના બદલ જે રૂપીઆ વેચાણ કરાય તેમાં બને કબજુ શર્ત છે. એટલે એ દુરસ્ત નથી પણ જો બરાબર રૂપીઆના મુકાબલામાં દેવાયતો હવાલાની તાવીલ (રીત) પ્રમાણે મામલો દુરસ્ત છે એવીજ રીતે નોટ જે વેચાય છે તે પણ હકીકતમાં હવાલો છે તે પણ આવી શર્તથી દુરસ્ત છે કે જેટલાની નોટ છે તેટલેજ વેચાણ થાય જો એમ ન હોય તો ઓછા વત્તામાં બ્યાજ થશે.

જરૂરી કાયદો કરજ આપનારને કરજ લેનારથી કરજના દબાણ અથવા રેઆયત (ભલાઇ) થી જે નફો હાસેલ થાય તે બ્યાજ છે. હજરત અનસ [રદી] થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સલ) મેં ફરમાવ્યું કે જયારે કોઇ શખ્સ કોઇને કંઇ કરજ આપે પછી તે કરજ લેનાર તે શખસને કંઇ હદીઓ (ભેટ) આપે અથવા ઘોડા વિગેરે પર સ્વારી આપે તો તે શખસને જોઇએ કે ન સ્વાર થાય, તીને ન હદીઓ કબુલ કરે પછી જો પહેલાંથી ને બેઉમાં તે જાતનો રિવાજ જારી હોય તો પરવા નહિ રિવાયત કરી તેને એબને માંજાએ અને બેહકીએ શો બુલ ઇમાનમાં બીજી તીઓથી જ રિવાયત છે કે રસુલુલ્લાહ (સલ) મેં ફરમાવ્યું જયારે એક શખ્સ બીજાને કરજ દે તો તેને જોઇએ કે કોઈ ભેટ ન લે રિવાયત કરી તેને બુખારીએ પોતાની તારીખમાં એજ રીતે છે મુન્તકા (નામની કિતાબ) માં અને અબુબુર્દા બીન અબુમુસા (રદી) થી રિવાયત છે. કે હું મદીના તૈયબામાં આવ્યો અને અબ્દુલ્લાબીન સલામ [રદી] થી મળ્યો અને તેઓએ ફરમાવ્યું કે તમે એવી જમીનમાં રહોછો જ્યાં બ્યાજનો ઘણો રીવાજ છે તો જયારે કોઈ શખ્સ પર તમારૂ કંઇ માંગતુ હોય. અને તે તમારી પાસે ભુસુ જવ અથવા ઘાસની ગાંસડી મોકલે તો તમારે તેને લેવી નહી કેમકે એ બ્યાજ છે રિવાયત કરી તેને બુખારીએ આ ત્રણ હદીશો મીસ્કાતથી નકલ કરી છે. આ કાયદાથી ઘણા મસલાઓ જણાય શકે છે. દાખલાઓ તરીકે કેટલાક બયાન થાય છે.

**મસલો:**—કેટલાક કરજ લેનાર દુકાનદાર કરજની અદાઇના કારણથી કરજ આપનારને બીન થી સોદો આપે છે. મજકુર કાયદાથી જણાયું કે એ દુરસ્ત નથી.

**મસલો:**—આજ કાયદાથી જણાયું કે જમીનવાળાઓમાં જે એક સાધારણ રિવાજ છે કે ખુશી જમીન અથવા મકાન ગીરો રાખી તેથી નફો લે છે. તે તદન દુરસ્ત નથી અને કેટલીક કિતાબોના લખાણથી જે વહેમ પડયો છે તેનું કારણ સમજની ભુલ છે. મતલબ તે લખાણથી આ છે કે નફો લેવો દુરસ્ત નથી કેમકે આ મજકુર કાયદાથી ઉલટું છે. જેને બધા ફોકહાઓ [ધર્મ ગુરૂઓ] એકમુલ કરી આ કુલીઓ કાયદો મુકરર કરી ચુક્યા છે (જેને લખાણ જોવું હોય તો અસલ કિતાબમાં જુએ વગર જરૂરતથી અહીં લખ્યું નથી). અને જો કોઇ લખાણમં હિલ્લત (હલાલપણું) અથવા ઇબાહત (જવાજપણું) નો બોલ હોય તો તે આ સુરતમાં છે કે બંધાણ ના વખતે ન નફાની સરત ઠેરવી હોય. ન ત્યાં તેનો રિવાજ હોય ન કરજનું દબાણ હોય શરૂથી કે કોઇ વખત કે તબરરોઅન [બરકતથી] નફો લેવાનો હુકમ હોય એવી હાલતમાં નફો લેવો દુરસ્ત છે પણ આ રૂપમાં તે ચીજ ગીરોથી નીકળી જશે માત્ર આરિયત માંગેલાં જેવી રહી જશે જેમકે જો કામકાજ લેવામાં તે ચીજ નુકશાન કે ખરાબ થાય તો દંડ ભરવો પડે નહિ અને માગણાં-માં ગણાશે નહિ તેને સારી રીતે સમજવું જોઇએ કેટલાક જાણકાર લોકો એ આફતમાં ડુબેલા છે અલ્લાહ તાઆલાપોનાના હબીબના સદકાથી દરેક બલાથી દુર રાખે.

**મસલો:**—જમીનવાળાઓમાં એક મામલો બેએબિલ વફા નામથી પ્રખ્યાત છે. અને તે લોકો ઇસ્તેમાલ [ કામમાં લેવું ] બે રૂપમાં કરે છે. તેમાં દરેકનો હુકમ જુદો છે. એક રૂપ તો આ છે કે જેદ, ઉમરથી કહ્યું કે તમે મારી જમીન કે ઘર અથવા વાડી સો રૂપીઆના બદલામાં રાખો. જો એક વરસના વચમાં હું ગીરોના પૈસા અદા કરૂં તો મારી જમીન વગેરે પાછી લઇશ. અને જો તે મુદતની વચમાં ન આપી શકયો તો પછી તેજ રૂપીઆમાં તમારી સાથે વેચાણ છે. આ રૂપને કેટલાક સાધારણ લોકો બેએબિલ-વફા કહે છે. પણ ફોકહાની વાતોમાં જે આ શબ્દ વપરાય છે. તેથી આ રૂપ મુરાદ નથી બલકે આગલી સુરત મુરાદ છે. દરેક હાલમાં તેનું નામ જે કંઇ પણ રખાય હુકમ તેનો આ છે કે આ મામલો તદન બાતલ તથા હરામ છે. બલ્કે મિલકતને વલગણના કારણથી કેમાર ( જુગાર ) માં દાખલ છે. જેનું હરામપણ કુર-આનમાં છે. અને ખાસ તે સુરતની મનાઇ હદીશમાં આવી છે ( જેને જોવી હોય તેણે અસલ કિતાબમાં જોવું ) બીજી સુરત કેટલીક ફીકેહની કિતાબોમાં મજકુર આ છે કે ગીરો કર્યુંજ નથી. બલ્કે પહેલેથીજ વેચાણ કર્યું પણ ખરીદનારથી જુદો વાયદો કીધો એટલે વેચાણમાં સરત ઠેરવી નથી પણ વેચા-ણથી જુદો વાયદો લીધો કે હું એક વરસના દરમ્યાનમાં તમને ગીરોના પૈસા આપું તો તમો તે વેચાણને તોડી જે ચીજ વેચેલી તે મને પાછી આપવી આ સુરત આગલા વિદ્વાનોના નજદીક તો દુરસ્ત નથી કેમકે મુળ ગરજ ગીરો કરવું છે વેચાણનું ખાલી લીધો છે. માત્ર આ ગરજ માટે કે મરહુન ( જે ચીજને ગીરો મુકી તે ) થી નફો લેવો દુરસ્ત થાય. અને જો વેચાણ પણ કહેવાય ત્યારે પણ મસરૂત ( સરત કરેલી ) છે સરત ફાસેદની સાથે અને જો બોલોમાંથી તે કરારને વેચા-ણથી જુદુ કરાયુ છે તો પણ બેઉ બાજુના લોકોનો ઇરાદો તો આજ છે કે વેચાણમાં એ સરત દાખલ રહે એજ કારણથી કે ખરીદનાર જો વાયદાથી ઉલટુ કરે તો આપસમાં તકરાર થાય છે. અને મુાઅખ્ખેરીન ( પાછલા વિદ્વાનો ) એ કંઇ તાવીલો ( બહશો ) કરી તે સુરતને જાએજ કહ્યું છે. અલ્લાહ વધુ જાણનાર છે.

**મસલો:**—કેટલાક વ્યાજખોરોએ આ બહાનું કહાડલું છે, કે તેઓની પાસે કોઇ શખ્સ કરજ લેવા આવ્યો તો તેઓએ એક રૂમાલમાં સો રૂપીઆ બાંધી કહ્યું કે આ પોટલી એકસો પાંચ રૂપીએ આપી છે સો રૂપીઆના બદલામાં તે સો રૂપીઆ અને રૂમાલને બદલે પાંચ રૂપીઆ બીજા શખ્સે કબુલ કર્યા. અને અદા કરતી વેળા એકસો પાંચ રૂપીઆ દીધા એ તદન હરામ છે કેમકે મુળ ઇરાદો આ છે કે સો રૂપીઆના અવેજમાં એકસો પાંચ રૂપીઆ લેવા એવું રૂમાલનું વેચવું મુરાદ નથી ખાલી બહાના માટે વેચાણનું રૂપ અખત્યાર કીધું છે અને જો વેચાણનો ઇરાદો પણ માની લેવાય ત્યારે પણ ચાર પૈસાનો રૂમાલ પાંચ રૂપીઆમાં માત્ર જે દબાણથી ખરીદયો છે. જો તે ખરીદે નહિ તો કરજ પણ મલે નહિ. અને ઉપર આ કાયદો બ્યાન થયો છે કે જે નફો કરજના દબાણથી મળે તે વ્યાજ છે. તેની મનાઇ હદીસે શરીફમાં ખુલ્લી રીતે આવી છે. (હદીસ અસલ કીતાબમાં છે જેને જોઇએ તેઓ જોઇ લે.) એવીજ રીતે જે જગ્યાએ ચાંદીને ચાંદીને બદલે અથવા સોનું સોનાને બદલે ઓછું વત્તુ કરી વેચવું હોય તો પણ હીલો દુરસ્તને માટે આ છે કે ઓછી બાજુમાં એક પૈસો કે એક પૈ મેળવી લે. કે જેની કીંમત તેટલી ન હોય જેટલો બીજી બાજુ વધુ માલ છે. આ પણ મકરૂહ છે જેવુ કે હિદાયા (નામની કીતાબ) માં છે. અને મોઆમેલાત (લેણુ દેણુ) માં મકરૂહથી મુરાદ મકરૂહએ તહરીમી (હરામ કે હરામની પાસે) થાય છે. ઇમામ મોહંમદ [રહ] એ ફરમાવ્યું છે કે મારા દીલમાં એવું વેચાણ પહાડની બરાબર ભારી જણાય છે. જેમકે ફતહુલ કદીર (નામની કિતાબ) માં છે. એજ રીતે એ એના [વેચાણનું નામ) ની છે તે આ છે કે ઝેદે ઉમરથી કરજ દશ રૂપીઆ માગ્યા ઉમરે કહ્યું કે કરજ તો આપતો નથી પણ દશ રૂપીઆનો માલ બાર રૂપીઆમાં લીઓ અને દશ રૂપીઆમાં કોઇને વેંચી પોતાનું કામ કરો, અને જ્યારે તમારી પાસે પૈસા આવે ત્યારે બાર રૂપીઆ તમે આપજો. એ પણ મકરૂહ છે. [હીદાયામાં] વ્યાજખોરોએ આ સુરત એખ્તેરા (ઘડી કાઢેલી) છે. [કિફાયામાં] ઇમામ મોહંમદ (રહ) એ તેના હકમાં પણ તેજ શબ્દો ફરમાવ્યા છે. જે ઉપર બ્યાન થયા છે અને હદિશે શરીફમાં પણ તેની બુરાય આવી છે. અને મોજેજા (ભવિષ્ય) તરીકે ફરમાવ્યું છે કે જ્યારે તમે એવું કરશો તો રોશવા અને ખરાબ થશો. અને બીજી કોમો તમારા પર જોરાવર થશે (ફતહુલ કદીરમાં).

**મસલો:**—કેટલાક લોકોએ મરહુના (ગીરો મુકાઇલી ચીજ) થી નફો લેવાનો આ હિલો કાઢયો છે. કે દાખલા તરીકે એંસી રૂપિઆમાં એક જમીન ગીરો રાખી અને રાહિન (ગીરો મુકનાર) થી આ સરત ઠેરવવી કે આ જમીન મને એક રૂપિઆમાં વરસ એકના ભાડાપર આપો, અને ભાડું ગીરોના પૈસામાં વસુલ થયા કરશે. ત્યાં સુધી કે એંસી વરસમાં બધા રૂપીઆ અદા થશે. અને જમીન છુટી જશે અને તેના પહેલાં છોડવા માગે તો તેજ હિસાબથી જેટલા રૂપિઆ બાકી રહે તેટલા લઇ છોડી દઇશું. જ્યારે એક રૂપિઓ વરસના ભાડાપર જમીનને દેવું માત્ર તે કરજના દબાણથી છે અને ઉપર આ કાયદો જણાયો છે કે જે ભલાઇ કરજના કારણથી હોય તે હરામ છે. એટલા માટે આ મામલો હરામ અને એ નફો લેવો ખબીસ [બુરો] થશે.

## " સલમ એટલે કિંમત આપી વાયદાપર માલ લેવો."

તેના દુરસ્તપણાની કેટલીક શરતો છે રૂપીઆ પુરા આગળ આપવા જે ચીજનો સોદો ઠેરવ્યો હોય તેની હાલત એવી ખુલ્લી રીતથી બ્યાન કરે કે પછી વાંધો પડે નહિ. દામ તેનું નક્કી થાય

આ તરીકે કહેવાય કે વીસશેર કે પચીશશેરના હિસાબથી લઈશું. અને જો એમ કહ્યું કે જે દામ તે વખતે હશે તેથી પાંચશેર વધુ લેશું. એ દુરસ્ત નથી જો તે ચીજને મુકરર ઉઠાવવામાં હરકત હોય તો તેને અદા કરવાની જગ્યાઓ પણ બ્યાન થવી જોઇએ દાખલો અનાજ [માલ] ખળીમાં લેવો. કે વેચનારના ઘરમાં લેવો, કે ખરીદનારના મકાનપર મોકલવો. ઓછામાં ઓછી એક માસની મુદત મુકરર હોવી જોઇએ. તેથી કમ ન હોય વધારેની પરવા નથી. સોદાની વખતથી અદા કર્યા સુધી તે ચીજ દરેક વખત બજારમાં મળવી જોઇએ.

**મસલો:**—જો વખત સર તે ચીજ પહોંચી શકી નહિ અને એક આદમી માંગે કે તેના બદલ બીજી ચીજ દેવી એ દુરસ્ત નથી. ફક્ત બે વાતનો અખત્યાર છે. યાતો પોતાના પૈસા લે અને પછી તે પૈસાથી જે ચીજ જોઇએ તે ખરીદ કરે. અથવા મુદત દે કે જ્યારે તે ચીજ મળે ત્યારે વસુલ કરે.

**મસલો:**—જો મજકુર સુરતમાં રૂપીઆ પાછા આપે તો જેટલા રૂપીઆ દેવાયા હતા તેટલાજ લેવા કેટલીક જગાએ આવો દસ્તુર છે. કે તે વખતનું દામ કરી રૂપીઆ વધારી વસુલ કરે છે. એ હરામ અને વ્યાજ છે.

**મસલો:**—ઝેદે ઉમરને રૂપીઆ આપી કોઇ ચીજ સલમની રીતે ઠેરવી, હવે બકરે ઝેદથી કહ્યું કે તમે આટલા રૂપીઆ મારાથી લઇ તે ચીજની ઉમરથી મને સલમ કરાવી આપો અથવા એમ કહ્યું કે અર્ધા રૂપીઆ મારાથી લઇ ઉમરથી જેકાંઇ માલ મળશે તેમાં મને અર્ધાનો ભાગી બનાવો એ બંન્ને સુરતો દુરસ્ત નથી.

## "ચાંદી સોનાને અદલ બદલ કરવાનું બ્યાન."

તેના ઘણા મસલાઓ વ્યાજના બયાનમાં મજકુર થયા છે અહીંપણ થોડાક લખું છું.

**મસલો:**—કેટલાક લોકો રૂપીઆ દઇ ચાંદી સોનાનો ભુકો લેવે છે. તે એવી રીતે કે કેટલોક ભુકો તે વેળા અને કેટલોક બીજી વખત લેય છે. એવી રીતે જો થોડાક સોદો લે અને બાકી ભુકો બીજી વખત લે, એ પણ જાએજ નથી.

**મસઅલો:**—ગોટો, થપ્પો, લચકો, [જરીના] જ્યારે સાચા કામનો હોય ચાંદીના જેવો જો રૂપીઆથી ખરીદ કરે તો ઉધાર ઓછા વત્તા તોલમાં દુરસ્ત નથી. જો ભાવના ફેરફારના કારણથી ઓછું વત્તુ લેવાની જરૂર હેય તો ઓછી બાજુમાં થોડાક પૈસા મેળવે જેમકે પહેલા જણાવ્યું.

## "વકીલ બણાનું બ્યાન."

**મસલો:**—ઝેદે ઉમરથી કોઇ ચીજ ખરીદ કરવા માટે કહ્યું, અને ઉમરે તે વકાલત કબુલ કરી, હવે ઉમરને દુરસ્ત નથી કે તે ચીજને પોતાને માટે ખરીદ કરે. પણ જો ઝેદને ખબર કરે કે હું તમારો વકીલ થતો નથી, તમે મારે ભરોસે રહેશો નહિ, અને તે પછી તે ચીજને પોતાને માટે ખરીદ કરે એ દુરસ્ત છે.

## "સલાહનું બ્યાન."

**મસલો:**—કોઇ શખશના વીસ રૂપીઆ બીજા શખસ પર હોય અને તે કહે કે તમે પંદર

**મસલો:**—જો એક શખશે બીજાને એક ખાલી જમીન આરીયતની રીતે મકાન બાંધવા મ પછી જો તેમાં કાંઇ મુદ્દત મુકરર કરી નથી ત્યારે તો તે જમીનવાળાને અખત્યાર છે જોઇએ ત્યારે જમીન ખાલી કરાવે અને તેની ઇમારત ઊખેડાવે અને આપણુ તેને દુરસ્ત છે કે ઇમારતનું દામ ઇમારતવાલાને આપે જે દામ તેની ઉખેડવાની હાલતમાં હોય અને જો કાંઇ મુદ્દત મુકરર કરી હોય દાખલા તરીકે દશ વરસ માટે આપી હોય તો જો દશ વરસના વચમાં ખાલી કરાવે તો માલેક થવાના કારણુથી તેનો અખત્યાર તો છે. અને બીજા શખશને તે જમીન ખાલી કરવી પડશે. પણુ જ્યારે તે શખશે તેને ધોકો આપી નુકશાન કરાવ્યું તેટલા માટે ગુનેહગાર અને જેટલું તેનું નુકશાન થયું તેની કીંમત તે જમીનવાળાથી દેવડાવાશે. તેનું રૂપ આમ છે ઉભી ઈમારતની કીંમત જોવાશે કે કેટલી છે. દાખલા તરીકે જો સો રૂપીઆની હોય અને ડયા પછી જે કાટની કીંમત રહેશે તે જોવાશે જેમકે પચાસ રૂપીઆની રહી હોય તો તે એક કીંમતમાં જે ફેર છે તે ફેરના રૂપીઆ પચાસ જમીનવાળા પાસે લઇ ઇમારતવાળાને અપાશે. અને કાટપણુ ઇમારતવાલાનો રહેશે અને જો જમીનવાળો ઇમારત તોડવા અને જડથી ઉખેડવામાં જમીનનું નુકશાન સમજે અને ઇમારતની કીંમત આપી જમીન ઇમારત સાથે લેવા માગે તો આ અખત્યાર પણુ તેને છે. ઇમારતવાલાને હક નથી કે પોતાની ઇમારત ઊખેડી તેની જમીનને નુકશાન પહોંચાડે અને એવીજ રીતે તે બધા અહકામ જારી થશે. જ્યારે વાડી કે એક બે ઝાડ લગાડવા માટે જમીન આરીયતથી દીધી હોય.

**મસલો:**—અને જો ખેતી માટે જમીન રોપી હોય અને હાલ ખેતી કપાય નથી કે ઝઘડો શરૂ થયો તેનો હુકમ આ છે કે જ્યાં સુધી ખેતી કપાય નહિ ત્યાં સુધી ખાલી કરવાનો અખત્યાર નથી પણુ જે દિવસ તેને પાછી લેવાનો ઝઘડો કર્યો છે તે દિવસથી ખાલી થવા સુદી તે જમીનનું ભાડું દસ્તુર પ્રમાણે ખેતી વાળાથી જમીનવાળાને દેવડાવાય તો ફરી બેઉ નુકશાનીથી બચ્યા રહેશે.

## "હેબા એટલે કોઇ ચીજ બક્ષીસ દેવાનું બયાન."

**મસલો:**—હેબામાં કબજો શર્ત છે એટલે જો ઝેદે જબાનથી આ કહયું કે મેં આ ચીજ હેબા કરીઅને ઉમરે કહયું કે મેં કબુલ કરી પણુ ઉમરનો કબજો થયો નથી તો એ હેબા દુરસ્ત થશે નહિ અને તે ચીજ દુસ્તુર પ્રમાણે ઝેદની મીલકતમાં રહેશે.

**મસલો:**—જો મોહુબ એટલે જે ચીજને બક્ષિસ કરે છે તે ભાગીઆ હોય એટલે બે ત્રણુ આદમીઓનો તેમાં ભાગ હોય અને તેઓમાંથી એક ભાગીદાર પોતાનો ભાગ કોઇને બક્ષિશ કરે તો જોવું જોઇએ કે તે વહેંચણી થઇ શકે છે કે નહિ પછી જો વહેંચણી થઈ ન શકે એટલે વહેંચણી કર્યાથી તે જેને માટે તે ચીજ બનાવી છે. તે કામની રહે નહિ. દાખલો ઘોડો કે ઘંટી નાનું ગુસલખાનું એવી ચીજનું બક્ષિશ તો ભાગીઆ રહેવાથી પણુ દુરસ્ત છે અને જો તે ચીજ વહેંચણી કરવાને લાયક છે જેમકે ઘર કે વાડી કે અનાજ તો તેનો હુકમ આ છે કે જો પેહલાં વહેંચણી કરી બક્ષીશ કર્યું અથવા બક્ષિશ કર્યા પછી વહેંચણી કરી કબજો કરાવ્યો ત્યારે તો બક્ષિશ દુરસ્ત થશે અને જો તે તદન વહેંચણી કરી નથી એવીજ હિસ્સાદાર ચીજની બક્ષિશ દુરસ્ત નથી પણુ જો બધા ભાગીદાર રાજી થઇ તે ચીજ એક શખશને બક્ષિશ કરે અને તે કબજો કરે તો દુરસ્ત છે અને જો એક શખશ એવી ભાગીઆ ચીજ બે માણુસને બક્ષીશ કરે તો ઇમામ મહંમદ (રહ) ના નજદીક દુરસ્ત છે.

**મસલોઃ**—જે બીજને બક્ષીશ કરવા માગે છે. જો મેહુબ લહુ એટલે જે શખ્સને બક્ષિશ દેવા માગે છે તે પહેલાંથી તે ચીજનો કબ્જેદાર છે પછી એ કબ્જો અનામત તરીકે હે માંગેલી કે બીજી કોઇ રીતથી હોય તો એ રૂપમાં નવા કબ્જાની જરૂર નથી આજ પહેલા જાની બસ છે.

**મસલોઃ**—બાપ જો ના બાલેગ [સગીર] ઓલાદને કોઇ ચીજ બક્ષિસ કરે તો ઓલાદના કબ્જાની જરૂર નથી બલકે બાપનોજ કબ્જો બસ છે. બક્ષિશ દુરસ્ત થશે.

**મસલોઃ**—એવીજ રીતે જો પરાયો માણસ સગીરને કોઇ ચીજ બક્ષિશ કરે તો તેમાં સગીરનો કબ્જો જરૂર નથી બાપનો કબ્જો બસ છે. અને જો સગીર સમજદાર હોયતો તે કબ્જો કરી શકે છે. અને જો સગીરે કબ્જો કર્યો નથી અને કોઇ બીજા સગાએ તેના તરફ કબ્જો કર્યો તો બાપ છતા બીજાનો કબ્જો બસ નથી પણ જો બાપ મરી ગયો હોય ત્યારે સગીર જેના તાબામાં હોય તેનો કબ્જો દુરસ્ત થશે (આથી જણાય છે કે સગીરોને વગર કબ્જે કોઇ સગા એ દીધેલા બક્ષિશને તેઓના બાપ પોતાના કબ્જામાં લેવા માંગણી કરે છે તે હરામ છે. ) અને જો બાપે સગીરના લગન કર્યા હોય અને તે સગીર ધણીને ઘેર મોકલી હોય ત્યારે ધણીનો કબ્જો પણ બસ થશે કેમકે બાપે જ્યારે લગન કર્યાં ને એવાં કામોના અખત્યાર ધણીને સોંપ્યો અને જો ધણીના ઘેર આવી નથી તો ધણીનો કબ્જો બસ નથી.

## "ઇજારો એટલે ભાડે દેવું તથા મજુરીએ રાખવાનું બયાન"

**મસલોઃ**—ઘોડીપર ઘોડાને બચ્ચાં માટે ચડાવાય છે તેની મજુરી ઠેરવવી અને લેવી હરામ છે. [ એવીજ રીતે બીજા જનાવરોને સમજવું ] પણ જો એહસાનની રીતે જબરાઈ વગર બીન સરતે તેમ દસ્તુર વગર જે કંઇ આપે તો તે લેવું દુરસ્ત છે.

**મસલોઃ**—કોઇ શખ્સ ગાય કે ભેંસ ભાડે રાખી કે આટલું ભાડુ આપીશું અને દુધ તેનું કાઇયા કરીશું આ દુરત નથી.

**મસલોઃ**—એક શખ્શે બીજાને કહ્યું કે મને તમારી ફલાણી જમીન ખેડવા માટે આપો અને તેના બદલામાં મારી ફલાણી જમીન તમે ખેડો અને તે જમીનનું ભાડુ પણ મુકરર થયું એ દુરસ્ત નથી. જો એવો સોદો કરવો હોય તો તેનો બંદોબસ્ત આ છે કે બન્ને જમીનોનું ભાડુ બરાબર ઠેરવાય છેવટમાં બન્ને સરખાં ભાડા હોવાથી પોતે પોતાનામાં મજરે થશે એટલે કંઇ લેવુંદેવું પડશે નહિ એવીજ રીતે એક ઘરના બદલામાં બીજામાં રહેવું અથવા એક સ્વારીના બદલામાં બીજી સ્વારીને કામમાં લેવું એ પણ દુરસ્ત નથી.

**મસલોઃ**—અજીર એટલે મજુરીપર કામ કરનાર એ બે જાતના છે એક મુસ્તરૈક કે કોઇ ખાસ માણુસનો બંધાયલો નથી બલકે બધાનું કામ કરે છે અને દરેકનું કામ પુરૂ કરી હવાલે કરી મજુરી લેય છે જેમકે રંગરેજ, ધોબી, દરજી વગેરે બીજો ખાસ કે એક ખાસ વખતમાં એકજ માણુસના કામમાં લાગે છે અને વખત પુરો કરી પોતાની મજુરીનો હકદાર થાય છે. જેને નોકર કહે છે.

**મસલોઃ**—અજીર મુસ્તરેકથી જો કંઇ નુકશાન થાય તો જેવું જોઇએ કે તેની કરણીથી નુકશાન થયું કે કોઈ બીજા કુદરતી કારણથી નુકશાન થયું જો તેની કરણીથી નુકશાન થયું હોય તો

**મસલોઃ**—એવીજ રીતે સાહેબે માલ કોઇ ખાસ ચીજનો વેપાર કરવાનું કહ્યું તો તેના હુકમ વગર કામ કરનારે કોઇ પણ બીજી ચીજનો વેપાર તે રૂપીઆથી કરવો દુરસ્ત નથી.

**મસલોઃ**—જો મુજારેબતમાં કોઇ પણ નુકશાની આવે તો પહેલાં નફાથી વધુ નુકશાન થાય ત્યારે અસલ રૂપીઆપર નખાય.

**મસલોઃ**—કામ કરનાર જો વેપાર માટે સફર કરે તો જરૂરી ખર્ચ ખાવા પીવા અને કીરાઉ સવારી વગેરે તે વેપારના રૂપીઆમાંથી ખર્ચ કરવાનો હક છે, પણ સફરથી પાછા ફરતી વેળા જે કંઇ તેમાંથી બચે તેને વેપારના માલમાં સામેલ કરે.

## " વદીઅત એટલે અનામત રાખવાનું બયાન "

**મસલોઃ**—જો અમીને ( અનામત રાખનારે ) પુરી રીતથી અનામતની ખબરદારી કરી અને પછી તે નુકશાન કે ખરાબ થાય તે અમીનપર દંડ આવશે નહિ.

**મસલોઃ**—જ્યારે માલેક પોતાની અનામત લેવા ઇચ્છે તો અમીનને તેજ વખત આપવી જોઇએ જો માગવાથી બીન ઉજરે આપી નહિ અને પછી તે નુકશાન થઇ જ રૂપમાં તે અમીન પર દંડ જરૂર આવશે.

**મસલો** અનામત ચીજને કામમાં લેવું માલેકના હુકમ વગર ગુનોહ છે પણ જ્યારે માલેકે હુકમ કામમાં ... વાનો કે કરજ દેવાનો આપ્યો હોય તો તે વેળા કામમાં લેવાની હાલતમાં નુકશાની આવ્યાવી દં. આવશે નહિ. અને જ્યારે માલેકના હુકમ વગર કામમાં લીધી અને તે અનામત એવી છે કે કામ કાજમાં ખર્ચ કરવો પડતો નથી જેમકે કિતાબ કે કપડું કે ઘોડો કામકાજથી તેવોને તેવોજ રહે છે તો એવી વસ્તુમાં જો કામની હાલતમાં નુકશાની આવે તો તેનો દંડ વાજેબ થશે. અને જો કામની વેળાએ કોઇ રીતનું નુકશાન આવ્યું નહિ અને કામ પછી સહીસલામત મુકયો તો હવે નુકશાની આવ્યાથી પણ દંડ પડશે નહિ. જો વગર હુકમે કામમાં લેવાનો ગુનોહ તેના પર રહેશે તો પણ દંડ પડશે નહિ અને જો તે વસ્તુ એવી છે કે તેને કામમા લેવાથી ખર્ચ કરાય છે જેમકે રૂપીઆ કે કોઇ ખાવાની વસ્તુ તો તેના ખર્ચ કરવાથી દરેક હાલતમાં પછી જો તેનો બદલો અનામતમાં મુકયો હોય તો પણ દંડ લાઝીમ થશે અને જો તે બદલ માલેકના કબજામાં આપે તો પછી દંડથી પાક થશે.

## " આરીયત એટલે માગલી વસ્તુનું બયાન. "

જો આરીયત દેનારે કોઇ અમુક મુદ્દત કરી દીધી દાખલા તરીકે એમ કહ્યું કે એક મહીના માટે તમને આરીયત દેવાય છે તે કહેવા પર પણ તેને અખત્યાર છે કે તે મુદ્દત પહેલાં જ્યારે જોઇએ ત્યારે પાછી આપે આરીયત લેનાર ઇનકાર કરી શકતો નથી.

**મસલોઃ**—આરીયતનો હુકમ પણ અનામતના જેવોજ છે. એટલે સારી રીતે રાખ્યાથી ખરાબ થાય તો દંડ પડતો નથી અને બરાબર ન રાખ્યાથી દંડ પડશે.

**મસલોઃ**—જો આરીયત દેનારે કામકાજની કોઇ ખાસ રીત કે ખાસ મુદ્દત મુકરર કરી હોય તો આરીયત લેનારને તેનું ઉલટું કરવું દુરસ્ત નથી.

આપો એ દુરસ્ત છે.

**મસલોઃ**—અને જો વીસ રૂપીઆ વાજેબ હોય દાખલો કોઇ માલ વીસ રૂપીઆનો માસ બે માસની મુદતથી ખરીદ કર્યો હોય હવે એમ કહે છે કે મને મુદત અગાઉ આપો અને પાંચ રૂપીઆ ઓછા દો એ દુરસ્ત નથી.

**મસલોઃ**—એક શખ્સ મરી ગયો અને તેના વારસામાં રોકડ તથા સામાન છે અને તેના ઓમાંથી એક શખ્સે બીજા વારસને કહ્યુ કે હું મારો ભાગ વહેચણી કરવા માગતો નથી મને ૪ હજાર રૂપીઆ આપો અને બધા વારસાથી હું હાથ ઉઠાવું છું. એ દુરસ્ત છે. પણ તેમાં બે તો છે એકતો એ કે વારસામાં રોકડા રૂપીઆ પણ છે તો તે રૂપીઆમાં જોવું જોઇએ કે શરીઅતથી તેને કેટલો ભાગ છે. જો એક હજારથી કમ છે. ત્યારે તો એ પતાવત જાએજ છે અને જો તેનો હિસ્સો એક હજાર કે એક હજારથી વધુ હોય તો એ સલાહ જાએજ નથી. બીજી આ કે તેનો હિસ્સો જેટલો રોકડા રૂપીઆમાં છે તેટલા રૂપીઆપર તેનો કબજો કરી દેવાય. બાકી એક હજારમાં જો રહે તેની પરવા નથી અને યાદ રાખો કે જાણસો પણ રોકડાના હુકમમાં છે. અને જો વારસામાં કોઇ નાબાલેગ ( સગીર ) પણ છે તો તેના હકમાં એ સલાહ વધુ નુકશાન પહોંચાડનાર ન હોય તો દુરસ્ત થશે. અને જો એમ ન હોય તો તેના હિસાબ જેટલામાં દુરસ્ત નથી.

**મસલોઃ**—એક શખ્સ મરી ગયો તેનો થોડોક વારસો તો હાજર છે. અને ... રૂપીઆ તેના લોકો પાસે બાકી છે. એક વારસે કબુલ કર્યું કે જેટલું લેણું છે તે મારા હિ... માં આપો હું વસુલ કરીશ અને રોકડ વારસો બીજા વારસ વહેંચણી કરી લેય આ સલાહ જાએજ નથી. બલકે રોકડ વારસાને વહેચણી કરે અને જેટલું માગણું વસુલ થાય તે પણ બધામાં વહેંચણી કરાય.

## " મુઝારેબતનું બ્યાન "

એટલે ઝેદે ઉમરને થોડાક રૂપીઆ આપ્યા કે તમે તેથી વેપાર કરો રૂપીઆ મારા અને મહેનત તમારી તેમાં જે કંઇ વધે તેને આપસમાં વહેચણી કરી લેશું. તેને મુઝારેબત કહે છે. અને આ શરીયતમાં દુરસ્ત છે.

**મસલોઃ**—નફાની વહેંચણી હિસ્સાપર હોવી જોઇએ દાખલો અર્ધો નફો સાહેબે માલને માલનો અને અર્ધો નફો કામ કરનારને અથવા એક તૃતિઆંશ ( ⅓ ) એકને બે તૃતિઆંશ ( ⅔ ) બીજાને, અથવા બીજી કોઇ રીતથી થાય. અને જો કોઇ ખાસ રકમ નફામાંથી એકનો ભાગ ઠેરવાય, જેમકે કેટલાક લોકો કરે છે કે માસિક પાંચ રૂપીઆ કે દશ રૂપીઆ માલવાળાને આપ્યા કરીશું, બાકી કામ કરનારને આ બ્યાજ તેમજ હરામ છે.

**મસલોઃ**—એવીજ રીતે એમ મુકરર કર્યું કે નફામાં બન્ને ભેલા અને નુકશાની આવે તો કામ કરનારપર પડે અથવા જેવી રીતે નફો બેઉનો અને નુકશાન પણ બેઉનું આ બધુ બાતલ છે. નુકશાની જ્યારે થાય ત્યારે માલવાળાપરજ થાય માત્ર કામ કરનારની મહેનત બરબાદ જાય તેને માથે નુકશાની ન નંખાય.

**મસલોઃ**—કામ કરનારને આ હુકમ નથી કે તે રૂપીઆ કોઇ બીજા માણસને મુઝારેબતની રીતે આપે પણ જો સાહેબે માલ હુકમ આપે તો પરવા નથી.

બેઅદબી કરવાથી કપડું ફાટી ગયું અથવા બોજદારને માથેથી બોજો પડી ગયો તો તે નુક-
દંડ તેનાપર પડશે અને જો તે નુકશાનીમાં તેની કરણીનું કંઇ દખલ નથી દાખલો જો ચો-
ર તો તેનો દંડ પડશે નહિ પણ જો સારી પેઠે રાખ્યું ન હોય તો બેપરવાઇના કારણથી
ડશે જેમકે સાધારણ અનામતનો હુકમ ઉપર બ્યાન થયો છે અને ખાસ મજુરથી જો નુક-
થાય તો પછી તેની કરણીથી હોય કે બીન કરણીથી દાખલા તરીકે તેની પાસે ચોરાય ગયું
તેના હાથે કોઇ ચીજ પડીને તૂટી ગઈ એ બે સુરતોમાં દંડ નથી પણ જો રાખવામાં જેવું
ઇએ તેવું રાખ્યુ નથી તો તે કરણીથી દંડ પડવો બીજી વાત છે. ( આથી જણાય છે કે નોકરો
ની કામ કરાવતાં નુકશાન થાય તેનો બદલો લેવો દુરસ્ત નથી )

**મસલો:**—પોતાની સ્વારી માટે ટટ્ટુ ભાડે કર્યો તો માલેકની રજા વગર બીજા માણસને
ાર કરવો દુરસ્ત નથી.

**મસલો:**—સાક્ષી આપવાપર મજુરી લેવી દુરસ્ત નથી.

**મસલો:**—જો કોઇ માલેકી જમીનમાં વરસાદના પાણી જમા થઇ તળાવ થાય તો તે પાણી તે માણસની મિલકત થતી નથી પછી કેટલાક જમીનદારોમાં એવો રીવાજ છે કે ચામડા ધોનારથી ભાડુ લે છે એ પણ દુરસ્ત નથી.

**મસલો:**—મજુર સુરતરેકને દુરસ્ત છે કે જેટલી મજુરી ઠેરવી છે તેથી ઓછામાં કોઇ બીજાથી તે કામ કરાવી જે મજુરી બચે તે પોતે રાખે. પણ ખાસ મજુરને દુરસ્ત નથી કે પોતાની બદલીમાં કોઇ ઓછા પગારપર મુકરર કરી બાકી પગાર પોતે રાખે પણ જો સુરતરેક મજુરમાં પણ શર્ત કરી હોય કે તમે તમારા હાથથી આ કામ કરવું બીજાથી કરાવવું નહિ. ત્યારે બીજા આદમીથી કરાવવું દુરસ્ત નથી.

**મસલો:**—ભાડેની ગાડીમાં જે સામાન મુકાય છે જો સાધારણ રિવાજ અને દસ્તુરથી વધારે હોય તો ગાડીવાળાની રજા લેવી શર્ત છે તેના વગર હુકમે લઇ જવું દુરસ્ત નથી.

## " શફઅ એટલે પાડોશીના હકનું બ્યાન. "

જ્યારે શફઇ ( પાડોશી ) ને વેચાણની ખબર પડી જો તેજ વખત જબાનથી કહયું નહિ કે હું શફઅ લઇશ તો શફઅ બાતેલ થશે પછી તે શખશને દાવો કરવો દુરસ્ત નથી એટલે સુધી કે જો શફઇને પાસે કાગળ પહોંચે અને તેની શરૂમાં આ ખબર લખી છે કે ફલાણું મકાન વેચયું અને તે વખત તેણે જબાનથી કહયું નહિ કે હું શફઅ લઇશ ત્યાં સુધી કે બધું કાગળ પઢયું અને પછી કહયું કે હું શફઅ લઇશ તો તેનો શફઅ બાતલ થયો.

**મસલો:**—શફઇએ કહયું કે મને આટલા રૂપીઆ આપો તો મારા શફઆના હકથી હાથ ઉઠાવું છું તો એ સુરતમાં જ્યારે પોતાના હક તોડવા પર રાજી થયો એટલે શફઅ તો તુટી ગયો પણ જ્યારે એ રૂશવત છે. એટલે એ રૂપીઆ લેવા દેવા હરામ છે.

**મસલો:**—જો હજુ હાકેમે શફઅ આપ્યો નથી કે શફઇ મરી ગયો તો તેના વારસોને શફઅ પહોંચશે નહિ અને જો ખરીદનાર મરી ગયો તો શફઆ બાકી રહેશે.

**મસલો:**—શફઇને ખબર મળી કે આટલી કીંમતમાં મકાન વેચ્યું છે. તેણે હાથ ઉઠાવ્યો પછી જણાયું કે ઓછી કીંમતમાં વેચાયું છે તે વખત શફઆ લઇ શકે છે એવીજ રીતે પહેલા જણાયું હતુ કે ફલાણો ખરીદનાર છે પછી સંભળાયું નહિ બલ્કે બીજો ખરીદનાર છે. અ પહેલાં સાંભળાયું કે અધું વેચાયું છે. પછી જણાયું કે પુરૂ વેચાયું છે. એ સ્વરૂપમાં પહેલાં ઉઠાવવાથી શફઆ બાતલ થતો નથી.

## મુઝારેઅત એટલે ખેતીની વહેંચણી અને મુસાકાત એટલે ફળની વહેંચણીનું બ્યાન."

**મસઅલો:**—એક શખશે ખાલી જમીન કોઇને આપી કહ્યું કે તમે તેમાં ખેતી કરે ઉત્પન્ન થશે તે ફલાણા હિસાબથી વહેંચણી કરી લઇશુ એ મુઝારેઅત છે અને એ દુરસ્ત ‹

**મસલો:**—એક શખશે વાડી બનાવી અને બીજા શખશને કહ્યું કે તમો તે વાડીને જન અને ખીજમત કરો જે ફળ આવશે પછી એક બે વરસ કે દશ બાર વરસ સુધી અર્ધો અરધ ત્રીજે ભાગે વહેંચણી કરાય એ મુસાકાત છે. અને એ પણ દુરસ્ત છે.

**મસલો:**—આ મામલાની દુરસ્તીને માટે કેટલીએક શર્ત છે (૧) જમીન ખેતીને લાયક હોવી જોઇએ (૨) જમીનવાળો અને ખેડુત બુધ્ધિવાન અને લાયક ઉમરનો હોવો જોઇએ [૩] ખેતીની મુદતનું બ્યાન કરવું જોઇએ (૪) રોપવાની બીજનું બ્યાન કરાય કે જમીનવાળાના છે ખેડુતના (૫) રોપવાની ચીજનું બ્યાન કરાય કે ઘઉં હોય કે જવ વગેરે. (૬) ખેડુતના ભાગનું બ્યાન થાય કે બધી પેદાશમાં કેટલો ભાગ આપવો (૭) જમીનને ખાલી કરી ખેડુતને હવાલે કરવી જોઇએ (૮) જમીનની પેદાશમાં ખેડુત અને માલેકનો ભાગ રહેવો જોઇએ. [૯]જમીન અને બીજ એક શખશના હોય બળદ અને મહેનત વગેરે કામો બીજા શખશના હોય અથવા એકની માત્ર જમીન હોય અને બાકી ચીજો બીજાની હોય.

**મસલો:**—જો ઉપલી શર્તોમાંથી કોઇ પણ શર્ત ન હોય તો મુઝારેઅત ફાસેદ થશે.

**મસલો:**—ફાસેદ મુઝારેઅતમાં બધી પેદાશ બીજવાલાની થશે અને બીજા શખસને જો તે જમીનવાળો છે તો જમીનનું ભાડું દસ્તુર પ્રમાણે મળશે અને જો તે કામ કરનાર છે. તો મજુરી દસ્તુર પ્રમાણે મળશે પણ એ મજુરી અને ભાડું તેટલાથી વધુ આપાશે નહિ જે પોત પોતામાં ઠેરવાયું છે એટલે જો દાખલા તરીકે અર્ધો અર્ધ મુઝારેઅત ઠેરવાય હોય તો બધી પેદાશના અર્ધાથી વધું અપાય નહી.

**મસલો:**—મુઝારેઅતના મામલા પછી જો બન્નેમાંથી કોઇ શર્ત પ્રમાણે કામ કરવાથી ઇનકાર કરે તો જબરજસ્તી કામ લેવાય પણ જો બીજવાળો ઇનકાર કરે તો તેના પર જબરાઇ ન થાય.

**મસલો:**—અને બન્ને બાંધણી કરનારાઓમાંથી કોઇ મરી જાય તો મુઝારેઅત બાતલ થશે.

**મસલો:**—જો મુઝારેઅતની અમુક મુદત વીતી જાય અને ખેતી પાકી થઇ નથી તો ખેડુતને જમીનનું ભાડું તે જગ્યાના દસ્તુર પ્રમાણે તે વધારે દીવસના બદલામાં દેવું પડશે.

**મસલો:**—કેટલીક જ જગ્યે દસ્તુર છે કે ભાગીઆ જમીનમાં જે અનાજ પેદા થાય છે તો ઠરાવ પ્રમાણે આપસમાં વહેંચણી કરી લે છે અને જે ચીજો ચરવા વગેરેની પેદા થાય છે તેની વહેંચણી કરતા નથી પણ વીઘાંના હિસાબથી રોકડા વસુલ કરે છે જાહેરમાં તો એ શર્ત મુઝારેઅતથી જુદી નાદુરસ્તની જણાય છે પણ આ વાતથી કે તે જાતની ચીજોને પેહેલેથીજ મુઝારેઅતથી અલગ કહેવાય અને રિવાજ પ્રમાણે પહેલા મામલામાં એમ ખુલાસો કરે કે બન્નેની મતલબ આ હતી કે ફલાણી ચીજોમાં મુઝારેઅતનું બંધાણ કરે છે અને ફલાણી ચીજમાં જમીન ભાડાંની રીતે અપાય એ રીતથી દુરસ્ત થઇ શકે છે. પણ તેમાં બેઉના તરફથી રાજી થવું શર્ત છે.

**મસલો:**—કેટલાક જમીનવાળાઓની આદત છે કે પોતાના વહેચણીના ભાગ વગર ખેડુતના ભાગમાંથી કંઇ બીજા હકો નોકરના અને હલકી વરણના લોકોના પણ કાઢે છે પછી જો ઠેરવ્યું હોય કે હમે બેમણુ કે ચાર તેના હકોનું લેશું અથવા ન ઠેરવ્યું હોય તો પણ એ દુરસ્ત નથી અને આવી રીતે ઠેરવ્યું કે એક મણમાં એક શેર તો એ દુરસ્ત છે.

**મસલોઃ**—કેટલાક લોકો તેનો ખુલાશો કરતા નથી કે શું રોપાશે પછી તકરાર ર થાય છે એ દુરસ્ત નથી. અથવા તો તે બીજનું નામ ખુલ્લું લેવાય કે સાધારણ હુકમ દેવાય જોઇએ તે રોપે.

**મસલોઃ**—કેટલીક જગ્યાએ રીવાજ છે કે ખેડુતી જમીનમાં બીજ રોપી કરી બીજા લોકો નાય છે અને આ શર્ત થાય છે કે તમે તેમાં મહેનત અને ખીજમત કરો જે કંઇ થશે તેમાંથી ૧ક તૃત્યાંશ તે મહેનતનું મળશે તો એ પણ મુઝારેઅત છે. જે જગ્યાએ મુળ જમીનવાળો તે મા- મલાને પાછો ફેરવતો ન હોય ત્યાં દુરસ્ત છે. અને જો એમ ન હોય તો દુરસ્ત નથી.

**મસલોઃ**—એ ઉપરની સુરતમાં પણ પહેલી રીત પ્રમાણે રીવાજનો ખુલાશો છે કેટલીક ચીજો . તે કામ કરનારાઓને વહેંચાય છે અને કેટલીકમાં એક વીઘાંમાં કંઇ રોકડ દેવાય છે પછી તેમાં ણુ જાહેર તેજ વહેમ નાજાએજનો અને તેજ વાત જાએજની જારી છે.

**મસલોઃ**—ભાડા તથા મુઝારેઅતમાં બાર વરસ કે ઓછી વત્તી મુદ્દત સુધી જમીન લઇ માલેક પણાનો દાવો કરવો જેમ આ વખતમાં રીવાજ છે એ બાતલ અને હરામ ત? અને જબરજસ્તી છે માલેકના મનની ખુશી વગર તદ્દન તેથી નફો લેવો દુરસ્ત નથી જો કર્યું હોય તો તેની પેદાશ પણ ખબીશ છે અને તેનું ખાવું હરામ છે.

**મસલોઃ**—મુસાકાતનો હાલ બધી વાતોમાં મુઝારેઅતના જેમ છે.

**મસલોઃ**—જો ફળ લાગેલા ઝાડને ઉછેરવા માટે આપે અને ફળ એવાં હોય કે પાણી દેવા મહેનત કરવાથી વધતાં હોય તો દુરસ્ત છે અને જો તેનું વધવું પુરૂં થયું હોય તો મુસાકાત દુર નથી જેમકે મુઝારેઅતમાં ખેતી તૈયાર થયા પછી દુરસ્ત નથી.

**મસલોઃ**—જ્યારે મુસાકાતનું બંધારણ ફાસેદ થાય તો બધા ફળ ઝાડવાલાના થશે અને કરનારને સાધારણ મજુરી મળશે જેવી રીતે મુઝારેઅતમાં બયાન થયું છે.

## " કેટલીક પરચુરણ હરામ અને હલાલ ચીજોનું બયાન "

**મસલોઃ**—ચાંદી સોનાના વાસણમાં ખાવું પીવું અથવા ચાંદી સોનાના ચમચાથી ખા અથવા ચાંદી સોનાની સળી કે સુરમાદાનીથી સુરમો લગાડવો એના અત્તરદાનથી અ[illegible] અથવા એના પાનદાનમાં પાન રાખી પાન ખાવું અથવા સોના ચાંદીની ઘડીઆળ[illegible] અથવા આરસી કે જેનું ઘર ચાંદી સોનાનું હોય તેને કામમાં લેવું અથવા ઘડીઆળ[illegible] સાંકળી લગાડવી એ બધુ હરામ છે.

**મસલોઃ**—જે ચીજમાં સોના ચાંદીની ખીલીઓ કે પતરાં જડ્યાં હોય જો તે [illegible] ચાવી તે ચીજ કામમાં લે તો દુરસ્ત છે.

**મસલોઃ**—જો દાવતની મીજલસમાં કાંઇ કામ સરીઅતથી ઉલટું હોય તો જે અગાઉ જણાય તો દાવત કબુલ કરે નહિ પણ જો પુરી ખાતરી હોય કે મારા જવાથ અને મારા મોભાના કારણથી તે કામ બંધ થશે તો જવું ઠીક છે અને જો જણાયું ચાલ્યો ગયો અને ત્યાં જઇ જોયું તો તે શખ્સ દીનનો આગેવાન છે ત્યારે તો તે અને જો આગેવાન નથી સાધારણ લોકોમાંથી છે તો ખાવાની જગ્યામાં તે કામ સરી હોય તો ત્યાં બેસે નહિ અને જો બીજી જગ્યામાં હોય તો લાચારીથી બેસે અને એ સાહેબે મકાનને સમજાવે અને જો તેટલી હીમત ન હોય તો સબર કરે અને દીલથી

**મસલોઃ**—જે દાવત ( નોતરૂ ) નામને માટે કરાય તેને કબુલ કરવું ઠીક ન

**મસલોઃ**—પુરૂષોને રેશમી કપડાં પહેરવાં હરામ છે એવીજ રીતે નાના છોક પણ હરામ છે પણ ચાર આંગળ પહોળો રેશમી સંજાબ દુરસ્ત છે તેથી વધુ દુર

ફુલ, બુટા, પાન વગેરે રેશમના કાઢેલા હોય પણ કોઇ ફુલ કે બુટો ચાર આગળથી વધુ ન તો દુરસ્ત છે અને કલાબતુનો હુકમ પણ એજ છે. કે ચાર આંગળ સુધી દુરસ્ત છે તેથી મના છે.

**મસલો:**—મખમલ એટલે જે કપડામાં રેશમના રૂવાં જમાવ્યા હોય તો તેનો હુકમ ઃ ક્રમાં રેશમનાજ જેવો છે.

**મસલો:**—જો તાણો સુતરનો અને વાણો રેશમનો હોય તો દુરસ્ત નથી અને જો તાણો રેશમ અને વાણો સુતરનો હોય તો તેનું પહેરવું તેમજ પહેરાવવું દુરસ્ત છે.

**મસલો:**—સોના ચાંદીના બટન અને ગુંડી લગાડવા દુરસ્ત છે.

**મસલો:**—પુરૂષોને અંગુઠી ચાંદી સિવાયની દુરસ્ત નથી અને ચાંદીની જેનું વજન ચાર મા ક્ષ ] થી ઓછુ હોય તો દુરસ્ત છે અને ઓરતોને સોનાની પણ દુરસ્ત છે એવીજ રી ાટે ગીલીટ વગેરેની જણસ દુરસ્ત છે.

**મસલો:**—કેટલીક જગ્યાએ એવો બુરો રિવાજ છે કે ઓરતથી ઓરત તદન પડદો રાખતી ાડી ( નગ્ન ) થઇ કમર વગેરે મસળાવે છે. એ હરામ છે. પણ દુંટીથી ગુટણ સુધી કપડુ હોય તો દુરસ્ત છે.

**મસલો:**—કાફીરહ અને ફાસેકા ( મુશરેક તેમ બદચલણ ) ઓરતથી પણ ઓરતને પરાયા ના જેમ પડદો કરવો વાજેબ છે એટલે મોહુ અને બંને હાથ પહોંચા સુધી અને બંને પગે ગુટી ની ) ને નીચે સુધી બાકી બદન માથુ બાજુ વગેરે તેના આગળ ખોલવું દુરસ્ત નથી.

**મસલો:**—કેટલીએક ઓરતો પોતાના માશી ભાઈ કે ફુઇભાઇ કે મામા ભાઇ કે બનેવી કે જેઠ વગેરેની આગળ ખુલ્લે માથે કે નાની બાંહનું કપડુ પહેરી અથવા ઝીણું કપડું પહેરી કે ..બીદાર ( ખુશબોવાળું ) અથવા સુરમો આંજી આવે છે એ તદન હરામ છે.

**મસલો:**—જેહનું કરજ ઉનરપર વાજેબ છે. અને તે તેને હરામ આમદાનીમાથી ચુકવવા ય અને જેહને તેની ખબર હોય તો તેને તે પૈસા લેવા હલાલ નથી એવીજ રીતે હરામ મા આવે કોઇ ચીજ વેચાણુ કરી અને તેજ આમદાનીથી કીમત લેવી અથવા એવા કાઇ કામ કરી આમદનીથી મજુરી લેવી તે બધાનો એજ હુકમ છે.

**લો:**—અનાજ ખરીદ કરીને ભરી રાખવું અને લોકોને તકલીફ પહોંચવા છતાં ન વેચવું ભાવની રાહ જોવી હરામ છે.

**લો:**—આ વખતમાં કેટલાક લોકોએ પીરી મુરીદીને પણ એક ધંધો બનાવી લીધો છે. તાવીજ પલીતા યાદ કરી બે ચાર ઢોંગ શીખી લઇ ઠગવાને પીરી મુરીદી શરૂ કરી યું અને બીજા માણસોથી મકરફરેબના બહાનાથી પરચુરણ આમદાની હાંસલ કરે છે ા ધંધા કરતા ઘણોજ બુરો અને હરામ છે. પણ જો તાવીજ અને નકશ શરીઅત અને કોઈ ધોખાબાજી ન કરાય તો તે પર મજુરી લેવી દુરસ્ત છે. અને જો કોઇ શેખ મુરીદીનો હુકમ દીધો હોય ઇરશાદ અને હીદાયતના કારણથી બેઅત [મુરીદ થવું] લેવી અને જો ખ ! દીલથી કંઇ આપે તો કબુલ કરવું પણ દુરસ્ત છે પણ દુનીઆ મે પણ દુરસ્ત નથી.

## " પાણીનું બયાન. "

કોઇ શખસની માલિકી જમીનમાં કુવો કે ચશ્મો (વહેરો) અથવા હોજ કે નહેર થી બીજા લોકોને પાણી પીવાથી કે જનાવરોને પાણી પીવડાવવાથી અથવા વધુ

..અને ક્યાં પીવા માટે પાણી લેવાથી અથવા પાંચ દશ ઘડા ભરી પોતાના ઘરમાં ..ક કે ક્યારીના પાણી દેવાથી મના કરી શકતો નથી કેમકે તેમાં બધાનો હક છે અને જો પો.. મીનમાં આવવા નદે તો પાણી લેનારને માટે જોવું કે બીજી જગ્યાએથી સ્હેલાઇએ પાણી શકે છે કે નહિ. જો એમ મળી શકતું હોય તો ઠીક છે. અને જો મળી શકતું નહોય તો કુવા વાળાથી કહેવાય કે તે કુવાપર જવા માટે હુકમ આપે. અથવા તેને જેટલા પાણીની ..ર હોય તેટલું પોતે કાઢી કે કઢાવી હવાલે કરે. પણ પોતાના ખેતર કે વાડીને પાણી દેવું તે ..ખશના હુકમ વગર બીજા લોકોને દુરસ્ત નથી તેથી મના કરી શકે છે. એવોજ હુકમ છે. આપ-મેળે ઘાસ ઉગવાનો અને જેટલા ઝાડો બીન થડના છે. તે બધા ઘાસના હુકમમાં છે. પણ થડ-ઝાડ જમીનવાળાની મિલકત છે.

**મસલો:**—જો એક શખ્શ બીજાના કુવા કે નહેરથી ખેતરના પાણી દેવા માગે ..તેથી કંઇ કીમત લે તો દુરસ્ત છે કે નહિ? તેમાં મતફેર છે બલ્ખના મશાએખોએ એ તેનો દુરસ્ત થવાનો ફતવો (જજમેન્ટ) આપ્યો છે.

**મસલો:**—જે પાણી વાસણ કે મસકમાં ભરી લેવાય તેમાં બીજા માણસનો કંઇ હક પણ જો તે તરસથી હેરાન થાય અને જ્યારે પાણીવાળાની હાજતથી વધુ હોય અને કીમતથી દેતો ન હોય ત્યારે જબર જસ્તીથી છીનવી લેવું દુરસ્ત છે.

## "નીશાવાળી ચીજોનું બયાન."

**મસલો:**—જે ચીજ પાતળી વહેનારી નીશાદાર હોય પછી સરાબ હોય કે તાડી કે કંઇ હોય અને તેના વધુ પીવાથી નીશો થતો હોય તો તેનું એક ટીપું પણ હરામ છે અ.. થોડાક પીવાથી નીશો ન હોય તો પણ હરામ છે. એજ રીતે દવાના કામમાં લેવું પછી પા.. લેપ કરવામાં પણ હરામ છે. અને તે નીશાદાર ચીજ અસલ પર રહે કે કંઇ દવા બન.. બીજા રૂપમાં જાય દરેક હાલતમાં મના છે. અહીંથી અંગ્રેજી દવાઓનો હાલ જણાય ગયો કે વધું તે જાતની ચીજો મેળવાય છે.

**મસલો:**—અને જે ચીજ નીશાવાળી શરૂથીજ જમેલી હોય જેમકે તમાકુ જાયફળ વગેરે તેનો હુકમ આ છે કે જેટલી નીશો પેદા કરે અથવા તેથી ઘણું નુકશાન થાય તેટે.. છે. અને નીશો ન થાય તેટલી અથવા તેનાથી કંઇ નુકશાન પહોંચે નહી તે દુરસ્ત છે. ઝેમાદ [લેપી] વગેરેના કામમાં લેય તો કંઇ પરવા નથી.

## "રહેન એટલે ગીરોનું બયાન."

**મસલો:**—મરહુન (ગીરો મુકેલી ચીજ) ચીજથી મુરતહીન [જેની પાસેગીરો નફો લેવો રાહીન (ગીરો મુકનાર) નો હુકમ હોય તો પણ જેમકે આજ કાલ રીવાજ નથી તેનું પુરું બયાન વ્યાજના મસલાઓમાં થઇ ગયું છે.

**મસલો:**—જો જેદ ઉમરથી કોઇ જબુસ કે વાસણ વગેરે માંગી લઇ ગીરો મુ.. ઉમર પોતાની જરૂરતથી મુરતહીનને રૂપીઆ દઇ તે ચીજ છોડવી લાવ્યો તો ઉમ.. જેદથી માંગી શકે છે.

**મસલો:**—કેટલાક લોકો મુરતહેનીનો હક (જેની પાસે ગીરો છે તે પોતાને ..કરે છે. આ તદ્દન બાતેલ છે. પહેલાતો મુરતહનીનો હક કંઇ વેચાણને લાયક નથી મરહુનમાં કંઇ કામ કરવું દુરસ્ત ..રી પણ જો રાહીન રાજી હોય તો તેની ..

મુરતહીન ગીરો એટલા પૈસા રાહેનને કરજ આપે અને તે પહેલા મુરતહીનને તે રૂપે પોતાની ગીરોની ચીજને છોડવે, અને પછી તેને બીજા મુરતહીન પાસે તે કરજના બદલા ગીરો મુકે.

## "વસીઅત અને મીરાશનું વર્ણન"

**મસઅલોઃ**—કફન દફન દરમ્યાની રીતથી અને અદાએ કરજથી જેમાં મહેર પણ છે. જે બચે તેની (⅓) એક તૃત્યાંશ સુધી વસીઅત દુરસ્ત છે. વધારેમાં બાતલ છે. પણ આ [ બાલેગ ઉમરના ] વારસો માત્ર પોતાના હિસ્સામાં વધારેનો હુકમ આપી શકે છે. અને નાબા (સગીર) ના હિસ્સામાં નતો બાલેગો તે હુકમ આપવાનો હક છે. ન પોતે નાબાલેગના હુ છે.

**મસઅલોઃ**—એવીજ રીતે જે માણસને કંઇ વારસો મળે છે. તેને કંઇ વધુ દેવા માટે ની બાતલ છે. અને બાલેગ વારસનો હુકમ પોતાના ભાગમાં અહીં પણ દુરસ્ત છે.

**મસલો**—વસીઅત કરી તેનાથી પાછું ફરવું અને તેને બાતલ કરવું દુરસ્ત છે.

**મસલો**—મરજુલ મોત એટલે જે બીમારીમાં એ માણસ મરી ગયો હોય, અને તણે તે મારીમાં બક્ષીસ કર્યું હોય કે કરજ માફ કર્યું હોય કે ઘણી ઓછી કીંમતે તે ચીજ હોય તો એ બધી વસીયત છે. તૃત્યાંશથી વધારેમાં જાયઝ નથી અને વારસો માટે પણ જ નથી. આથી જણાયું કે ઘણી સ્ત્રીઓ મરતી વેળા જે પોતાના ધણીને મેહેર માફ કરે તદનજ ભુલ છે. પણ તે સ્ત્રીના બાલેગ વારસો જો દુરસ્ત રાખે તો તેના હિસ્સામાં માફ થશે

**મસલોઃ**—કફન દફના ખર્ચ પછી અને કરજના તથા વસીઅતના આપ્યા પછી જે માલ બધા વારસોનો હક છે. પછી કપડું હોય કે વાસણ કે પુસ્તકો કે ઘરનો અસબાબ કે પૈસ મિલકત વગેરેમાં બધા ભેગા છે. એક માણસને તેમાં ખર્ચ કરવા પોતાના કબજામાં લઇ બીજાના સવાબ માટે કે દુનિયાના રિવાજ માટે દેવું લેવું એ તદન દુરસ્ત નથી (હરામ છે) કરે કે જેવી રીતે હીંદુસ્તાન (ગુજરાત) વગેરેમાં રીવાજ છે કે મૈયતના પાછળ જે મોટો હોય છે તે કંઇ સવાબ પોહચાડવાના નામથી કંઇ દેગટ રસમો માટે તે વારસમાંથી કરે છે. તો એમ કરવાથી તે માણસને પોતાના ભાગ માંથી બધા રૂપીઆ ડશે. પણ બાલેગ વારસોના હુકમથી જે ખર્ચ થાય તે તેઓ બધાના ડશે અને જેના એ વિષે ખુલ્લો હુકમ ન હોય કે જે સગીર હોય તેઓનો હિસ્સો વહેં-રી આપવો પડશે.

સ્તુતિ અલ્લાહ તાઆલા માટે છે કે જેણે આજે, તા૦ ૧૩ સફર શને ૧૩૧૮ હીજરીના નથી પ્રારંભ થયો અને તેની નકલ એક વરસથી વધુ વખત પહેલાં લખાયલી હતી પણ રણોથી આટલી વાર લાગી છે. અલ્લાહ તાઆલા એને કબુલ અને ફાયદાકારક કરે. અને તારા દોસ્ત, અને અમારા સરદાર મહંમદ [ સલ ] પુરા કરનાર નબીઓના અને રોના તુફેલથી અલ્લાહની રહમત તેમના પર અને તેમના બધા ભાઇ નબીઓપર લઓલાદપર અને તેમના બધા અસહાબપર થાય અને અમુને તું તેઓના ટોળામાં ? આમીન.

**સમાપ્ત.**